# મી૦ દાદાભાઈ નવરોજજી

ની

## યશવંતી જાહેર જીંદગીનો

ટુંક હેવાલ

તથા

## એટોબાયોગ્રાફી

લખનાર:—રૂસ્તમ બ. પેમાસ્તર,

બી. એ. એલ એલ. બી.

પારસી પ્રકાશના હાલના કર્તા.

૧૯૧૭.

---

# THE LIFE AND LIFE-WORK

OF

# Dr. DADABHAI NAOROJI,

BY

RUSTAM B. PAYMASTER, B. A. LL. B.

**Editor, The Parsi Prakash.**

**1917.**

# બે બોલ.



આ નાનકડી ચોપડી મરહુમ ડા૦ દાદાભાઇ નવરોજજીની તબીયત ૧૯૧૭ ના સાલના જુન માસની શરૂઆતમાં ઘણી ધાસ્તીભરી થઇ પડી હતી તે વેળા અત્રેના "સાંજ વર્તમાન" પત્રે તે ઉતાવળે મારી પાસે લખાવી હતી અને તે કારણે દેખીતી રીતે તેથી તે ઘણીજ દોડાદોડીમાં–બે ત્રણ દીવસમાં–લખવી પડી હતી, તેને હાલ ઉપલાં પત્રમાંથી ફરી છપાવી રજુ કરી છે.

વળી "જામે જમશેદ" મધે મરહુમ વીષેનો મારો સરેસ્તાનો હેવાલ પ્રગટ થયો હતો તે અત્રે આપવા સાથ મરહુમે પોતાના બખતાવર હાથે લખેલો પોતાની જીંદગીના ટુંક હેવાલનો ગુજરાતી તરજુમો આ ચોપડી મધે આપવા સાથ એ મરહુમ વીષેની મારા તરફની કાંઇક ઇંગ્રેજી પધ્યરૂપી સ્તુતીનો અત્રે સમાવેશ કીધેલો જોવામાં આવશે.

આ ચોપડી મધે ડા૦ દાદાભાઇની યશવંતી ભરપુર કારકીર્દીના બનાવોનો માત્ર સાદો સંગ્રહજ રજુ કીધો છે. તેને વીસ્તારીને લખવાનું કામ હવે પછી ધીરજ અને શાંતીથી કરવાનું છે જે મને શક નથી કે એ મહાન દેશ–ભક્તના લાખો, બલ્કે કરોડો, પુજારીઓમાંથી કોઇ લાયક પુરૂષ તે સરંજામ ઉતારશે અને તે વેળા આ ટુંક નોંધો કાંઇક સુચના રૂપે ઉપયોગી થઇ પડશે તો હું મારી અલ્પ કોશેશ ગવાયલી માનીશ.

રૂ. બ. પેમાસ્તર.

ઓગસ્ટ ૧૯૧૭.

# અર્પણપત્રીકા.

**મરહુમ માનવંત**

**શેઠ કાવસજી દીનશાહ એડનવાલા,**

**સી. આઇ. ઇ.**

જેવણે એક સાહસીક શાહ સોદાગર તથા સખી જરથોસ્તી તરીકે
તેમજ લાયબ્રેરી વગેરે સ્થાપી કેળવણી તથા સાહીત્યના એક
મુરબ્બી તરીકે નામ કાઢયું છે અને જેવણે પોતાના
જેવા સખી દીલદારદાના સપુતો—શેઠો હોરમસજી,
કેકોબાદ, શાવકશાહ, તથા સોરાબજી—ને પોતાને
રૂડે પગલે ચાલવાને શીખવ્યું છે, તે મર
હુમ ગ્રહસ્થની ભલી યાદમાં તેમનાજ
જમાનામાં જન્મ પામેલા તથા
ઉધરેલા દેશભકત

**દાદાભાઈ નવરોજની**

જીંદગીનો આ સંક્ષેપ હેવાલ
માન અને હેસાન સાથ
અર્પણ કીધો
છે.

# મરહુમ મી૰ દાદાભાઈ નવરોજીએ પોતાને હાથે લખેલો પોતાની જીંદગીનો હેવાલ (ઓટો-બાયોગ્રાફી.)

### તેમનું બચપણ—તેમની રમતયાળ જીંદગી—ચેલાનું પ્રદરશન—તેમના મોટપણની મોટાઇની ચાવી—તેઓએ કીધેલા ઠરાવો કેવી રીતે પાળયા ?

### મુફત કેળવણીના હીમાયતી—બૅરીસ્તર થતા કેમ બચી ગયા—સરકારી નોકરી માટે તજવીજ—હીંદના "ગ્રાંડ ઓલ્ડ મૅન."

[મરહુમ શેઠ દાદાભાઇ નવરોજીએ પોતાની જીંદગીનો હેવાલ લંબાણથી લખયો નથી—અલબત્ત તેવો લખાયલો હજુ સુધી જણાયો નથી. આજ એક દાહેકા ઉપર વેલાત મધેના મી૰ ઓકોનોરના "M. A. P." નામના વરતમાન પત્રમાં બીજાઓ જોડે શેઠ દાદાભાઇ નવરોજી પાસે તેમની જીંદગીનો હેવાલ ટુંકમાં લખાવી છાપવામાં આવયો હતો. તે મધે ઘણુંજ રમુજ સાથ જ્ઞાન આપે તેવું છે. અને તે સાથ એ મહાન અશો નરની જશવંતી ભલી જીંદગીના કેટલાક બનાવો ઉપર કીમતી અજવાળું નાખે છે માટે તેનો તરજુમો હેઠળ રજુ કરૂં છું:—

શેઠ દાદાભાઈ જણાવે છે કે:—

## ચાંદલયાએ રાખેલી મારા બાપની જગા.

હું જયારે નાનો બુચો હતો તયારે જે ખયાલે પહેલાં ખાસ મારાં મગજ ઉપ' ગંલઓ કીધો અને જે ખયાલ મારી યાદ—દાશતમાં રહી ગયો છે તે એ કે મારા બાપ ગુજરી ગયા તે કારણે બીજા દોસતો માફક ચાંદ પણ મારા તરફ દીલસોજી ધરાવતો હતો અને હું ઘરના પાછલા ભાગ ઉપર જાઉં કે આગલા ભાગ ઉપર, તોપણ ચાંદ તો મારી સાથેને સાથેજ જતો જણાતો અને જાણે મારી દયા ખાતો. તે વેળા મને દીલસોજી ગમતી હતી અને હમણાં પણ મને તે ગમે છે.

## "દુઝુહુખત"ની અસર.

મારાં બચપણનો બીજો બનાવ મારી માતાની સત્તા ઉપરથી લખું છું અને મને જાતે તેની યાદ નથી. મારાં માતા કહેતાં હતાં કે જયારે પણ કોઈ છોકરો મારી તરફ ખરાબ ભાષા વાપરતો ત્યારે હું જવાબમાં એટલુંજ કહેતો "તારા ખરાબ શબદોથી તારૂંજ મોહોડું ગંધાશે."

## ગીલ્લી દાંડાનો શોખ.

મારી છોકરવન વયમાં હું ગીલ્લી દાંડા (ઇંડીયન ક્રીકેટ) માટે ભારે શોખ ધરાવતો અને તે રમવામાં ચપલ પણ હતો. એ ઝડપી અને મગજ શેકનારી રમતમા અમો છોકરાઓ સુરજના તડકાંની જરાપણ દરકાર કરતા નહી અને બપોરના જમવાની અરધા કલાકની રજા દરમયાન અમે નીયમીત મેદાનમાં એ રમત રમતા હતા.

## નીશાળમાં દેખાડવા રાખેલો પોરયો.

હું આંકમાં તથા મોહોડેના હીસાબમાં ચપલ હોવાથી અને વળી સાથે લાગ યો નાના કદનો ગોરા રંગનો હોવાથી મેહેતાજીના નીશાળમાં મને હમેશ માસતર કોઇ આવે તયારે "એક એકઝીબીશન બોય" તરીકે આગળ પાડતા. કોઈ ખાસ અવસરે મેહેતાજી છોકરાઓને રસતાની નજદીક ખુલી જગાએ હારબંધ ઉભા કરતા તે વેલા આસપાસ લોકોની ઠઠ ભેગી મળતી તેની હજુરમાં બીજા નાના છોકરાઓ જોડે મને મોહોડેના હીસાબો પુછવામાં આવતા જેથી જોનારાઓ છક થઇ જઈ "વાહ, વાહ," પોકારતા.

## ઇંગરેજી ડરેસમાં "નરો જાણે જાંગલો."

મારી ચામડી સફેદ હોવાથી અને નાનકડા હાથ પગ સુંદર હોવાથી મને પણ લગનો, સરઘસો વીગેરેમાં દેખાડવા માટે રજુ કરવામાં આવતો, જે વેળા- મને કોઇ ઇંગરેજ લશકરનો વડો (જેનરેલ) અથવા દરીયાઇ ખાતાનો વડો (એડમીરલ) કે કોઇ ભપકાદાર હોદ્દા રાજવંશી અથવા દરબારીનો ડરેસ પહેરાવવામાં આવતો. તે વેળા (એવા ડરેસ પહેરેલા) છોકરાઓનાં માબાપો તથા દોસતો હરખાઇ જઇ કહેતા હતા કે "અરે એ તો નરો મારો જાંગલો" (ઇંગરેજ). તે વેળા મને સ્વપને પણ ન હતું કે મારા મોટપણ અને જવાનીના વખતનો મોટો ભાગ હું જાંગલાઓના દેશમાં તેમનો ડરેસ પહેરવામાં કહાડીશ, જે વેળા ઇમપીરીયલ ઇનસટીટયુટ ઉઘાડવામાં આવી તે વેળા મરહુમ મહારાણી વીકટોરીયાને આવકાર દેતી વેળા એ ઇનસટીટયુટની કમીટી તરફથી હું પણ ડેપયુટેશનમાં કોરટ ડરેસમાં ગયો હતો, તે વેળા મને ખાસ કરીને મારા આગલા દીવસો કે જયારે મને સરઘસમાં જુદા જુદા ડરેસમાં લઇ જવામાં આવતો અને જયારે મને જે હરખ લાગતો તેની મને ખાસ યાદ આવતી.

## શાહનામાનાં વાંચણનો શોખ.

મારી છોકરવણ વયે એક મોજ ફારસી વીરરસ કથા "શાહનામુ" ગુજરાતીમાં છપાયલું વાંચવામાં સમાઇ હતી. મને કહેવાની જરૂર નથી કે મારી ચાલચલણ ઘડવામાં આ મારા વાંચણનો ઘણો ભાગ હતો.

## મુફત કેળવણીનો હીમાયતી કેમ બનયો ?

નાની ચીજ કોઇ વેળા કેવાં મોટાં પરીણામ નીપજાવે છે? ગઇ સદીના પહેલા એ દાહેકાઓમાં મુંબઇમાં "નેટીવ એજયુકેશન સોસાયટી" સથાપવામાં આવી હતી. એ સોસાયટીએ સકુલોની

ઇંગરેજી અને દેશી એમ બે શાખા બનાવી હતી મારી ગામડી સકુલોના મેહેતાજીને આ જુદી જુદી શાખાના અખતરા વીશે થોડીજ માહીતી હતી પણ તે સરકારના આશરા હેઠળ બની હતી, માટે તેણે પોતાના બેટાને એ (સરકારી) સકુલમાં મોકલ્યો અને મારાં માતાજીને પણ સમજાવી મને પણ ત્યાં મોકલાવ્યો અને તે મારી આખી જીંદગીની કારકીરદીનો પાયો હતો. તે વેળાએ કેળવણી તદ્દન મુફત હતી. આજના વખત જેવી તે વેળા ત્યાં ફી હતે તો મારાં માતાથી તે અપાઈ શકાતે નહી. આ બનાવે મને મુફત કેળવણીનો-તથા બચ્ચાંને ઉચ્ચ તે કેળવણી લેવાની તક મળવી જોઇયે-પછી તે છોકરાં ગરીબના હોય કે પઇસાવાળાનાં—એવા કાનુનનો ઉલટમંદ હીમાયતી બનાવયો.

## “આતમાની જાગૃતી”-હલકી ભાશા નહી વાપરવાનો નીશચય.

જયારે હું આશરે ૧૫ વરસની વયનો હતો તયારે મારો આતમ જાગરૂત થવા માંડયો. મને આ વાત જાણે ગઈ કાલે બની હોય તેમ યાદ છે કે કેવી રીતે મેં ચોકસ દીવસે ચોકસ જગાએ બાધા લીધી કે હલકી ભાશા મારે કદી વાપરવી નહી. તે દીવસ પછી જેમ જેમ મારી કેળવણી આગળ વધતી ગઇ તેમ તેમ મેં ફલાણું કરવું અને ફલાણું ન કરવું એવા ઠરાવો કરવા માંડયા અને હું સચાઇ થી કહી શકું કે તે ઠરાવોને વળગી રહયો છું.

## દારૂની ટેવ કેમ છોડી.

મારી છોકરવન વયે ખાણા અગાઉ મને થોડો દારૂ લેવાની ટેવ હતી. એક દીવસે ઘરમાં દારૂ થઈ રહેલો હતો તેથી મને સામે આવેલાં પીઠામાં જઇ દારૂ પી આવવાને મોકલ્યો. તયાં જઈ બેસવાથી મને જે શરમ અને હીનપસતી મારા મનમાં લાગી તે હું કદી ભુલ્યો નહી અને તેટલું ( મારે માટે ) પુરતું હતું. તે દીવસ પછી મે દારૂની દુકાનનું મોંહ જોયું નહી.

## માસતર મારે નહી ને ભણાવે નહીં તેનો ચેલાની હાલત.

હું જયારે સકુલમાં દાખલ થયો તયારે ત્યાં બે યુરોપીયન શીક્ષક હતા તેમાંનો એક સાહીતય ( literary ) વીભાગનો અને બીજો હીસાબી વીભાગનો. એ બંને વરગમાં કાંઈ મતફેર પડવાથી તેઓએ સકુલના બે ભાગ કરી એક એક ભાગને અને બીજાએ બીજા ભાગને લગતી સરવ બાબદ શીખવવા માંડી, એક સકુલ વાળો શીક્ષક કરડો ધાકમા રાખનારો તયારે બીજો તેથી ઉલટો હતો, પણમારે નસીબે આ છેલ્લો આવયો. તેણે હમુને અમારી મરજી પડે તેમ ચાલવા દીધા, પણ મને આળસુ રહેવા ગમયુ નહી મારે તો કોઇબી રીતે રોકાયલા રેહેવુંજ. લેસન કરવાની તેણે ફરજ પાડી નહી તેથી મેં શું કીધુ તે જુઓ, મારી યાદદશત શકતી સારી હતી. જેબી વાતો હું સાંભળતો તે હું બોલે બોલ અને તેના ખરા અરથમાં યાદ રાખતો અને એવી રીતે મને ઘણી વારતાઓ આવડતી અને તેથી મારી

સ્કુલના વખતનો લગભગ સઘળો ભાગ મને વખાણના પોરયાઓના ગુચડાં આગળ વાતો કરવામાં કાઢતો. સકુલમા અંધેર એટલું હતું કે ઘણી વેળ, હમે બેધડક સકુલમાંથી નીકળી આખો દીવસ રમતોમા કાઢતા, હતા, એમ સકુલમાંથી "પોલ થવાથી" આખા વરસે મને કાંઇ ફાયદો નહી થયો એમ હું કહી શકતો નથી. મારી વાતો કરવાની શકતી તેમજ રમત ગમતની સરસાઇએ મને છોકરાઓનો વડો (લીડર) બનાવયો અને તેથી મે હીંમત અને આપબળ ઉપર આધાર રખવાના ગુણ સંપાદન કીધા.

## બ્હાર પડી ઇનામ કેમં મેલવયુ?

મને યાદ આવે છે કે સકુલ મધેની એક પરીક્ષામાં મારી સાથના એક વીદયારથીએ હીસાબની તઇયાર ગણત્રી (Ready Reckoner) મોહોડે કરી જે ઇનામ મેળવવાની મેં આશા રાખી હતી તે તે જીતી ગયો, પણ ઇનામ વહેંચતી વેળા જયારે ચોપડીની બહારના સવાલ પુછવામાં આવયા તયારે તે લથડી પડયો. એ તક હાથ ધરી મેં બહાર પડી જવાબ આપયો. તયાંને તયાંજ મેળાવડામાં એક ઇંગ્રેજ ગ્રહસથ હતો તેણે મને એક ઇનામ આપયું અને મીસીસ પોંસટન નામે બાનુ મુસાફર જે તયાં હાજર હતી તેણે પોતાની 'પશચીમ હીંદુસતાન' નામની ચોપડીમાં આ બનાવ વીશે ખાસ નોંધ લીધી છે

અને મારી છોકરવન ઉમરના બનાવોને છેલ્લી સલામ કરું છું.

## કોલેજમાં મફત કેલવણી તથા સકોલરશીપ.

દેશી અને ઇંગરેજી સકુલોમાંથી પસાર થઇ હું એલફીનસટન કોલેજમાં દાખલ થયો. વળી પાંછો મારો સેતારો મારો મદદગાર થયો. 'સકુલની માફક કોલેજમાં પણ ફી ન હતી, પણ તેથી ઉલટું ફકત સકોલરશીપની મારફતેજ કોલેજમાં દાખલ થઇ શકાતું હતું અને તેમાંની એક સકોલરશીપ મેળવવાને હુ ભાગયશાળી નીવડયો.

## "જરથોસતીઓની ફરજો."

આ વેળા જેઓના વાંચનથી મારાં ચારીત્રમાં ફેરફાર થયા અને જે મારી પાછલી જીંદગીપર અસર કરતાં તે વાંચનનેલગતી ચોપડી ફીરદોસીના શાહનામાં ઉપરાંત "ફરજયાતે જરથોસતી" એ નામનું પુસતક હતું. તે મધેનો પાઠ નેક વીચાર, નેક વચન

---

૧—"ફરજીઆતે જરથોશતી" અથવા જરથોશતી ટોલાના લોકોને પોતાની જીંદગીનીકાંઇ ફરજઆત કરવી જોઇએ તેની મુખતે શર હકીકત, આ અશપંદીઆર ગુા૦ ફરામજી રબાડીનાંએ બનાવી છે છપાઇ મુંબઇ સમાચાર છાપખાનામાં સને ૧૨૦૮ ઇઅજદજરદી.

અને નેક કામ કરવું એ હતો.

પણ જે સાહીત્યની સાથે મને સર વથી વધુ કામ હતું અને જેમાં મે સર વેથી વધુ મોજ મેળવી તે અલબતાં ઇંગરેજી સાહીતય હતું. મગજનો સુધારો (Watt's Improvement of the Mind) નામની ચોપડીએ મારી એ બારત રચી અને મારા વીચારની રી તી નકકી કીધી. આ રીતી એ હતી કે જયાં એકજ શબદ પુરતો હોય તયાં કદી બે વાપરવા નહી અને વીચારનું અને ભાશાનુ સપશટપણુ જાલવવું એવી રીતે મેં ભપકાદાર એબારતને છેલ્લી સલામ કીધી.

## જન સેવા કરવાનો નીશચય કેમ થયો?

જેમ જેમ મારી કેળવણી આગળ વધતી ગઇ તેમ તેમ રફતે રફતે જુદી જુદી દીશામાં મારા વીચારો ખીલતા ગયા. મને સમજ પડી કે મે ગરીબોને ખરચે કેળવણી લીધી હતી કે જે ગરીબોમાંનો હું પણ એક હતો, તે એટલે સુધી કે મારી કેટલીંક સકુલની

---

૧-સર નારાયણ ગ. ચંદાવરકરે જયારે શેઠ દાદાભાઇની લાશ દાખમાની સીડી ઉપર સેવટની આરામગાહે લાવ વામાં આવી તયારે ઉભા રહી તેમની તારીફમાં ભાશણ કરતાં જે જણાવ્યું હતું કે શેઠ દાદાભાઈ એક ખરા જર થોસતી હતા, બલકે બીજા જરથોસત નીવડયા અને તેવણ મનશની .ગવશના કુનશનીના જરથોસતી તરીકા પ્રમાણે જ ચાલતા હતા તેનું મુળ ઉપલા શેઠ દાદાભાઇના પોતાના લખાણમાં મળે છે.

ચોપડીઓ કામાં ખાનદાનના એક માત બર ગોહીયા તરફથી મલતી હતી કે જે ખાનદાન સાથ પાછળથી મને જાહેર તેમજ ખાનગી જીંદગીમાં ઘણું કામ લેવાનું મારી સરજતમાં હતું. એવો ખયાલ મારા મગજમાં ખીલતો ગયો કે મારી કેળવણી અને તેની ઉપરથી નીપજતા સરવ લાભો લોકો તરફથી મલયા હતા માટે મારે મારામાં જેબી કાંઇ સરવેથી શરેશટ હોય તે બદલા તરીકે વાળવું અને મારે જન-સમાજ ની સેવા પાછળ રોકાવું. જયારે આ વીચાર મારા મગજમાં પુખત થતો હ- તો ત્યારે મારા હાથમાં "ગુલામી ધંધો" (The Slave Trade) નામની કલારકસનની ચોપડી તથા મ હાન પરમારથી નર હાવરડની જીંદગીનું વરતાંત એ બે ચોપડીઓ આવી.

આવી રીતે પાસો ફેંકાઇ ચુકો અને જેમ જેમ મને તક મલે તેમ તેમ જન-સેવા બજાવવાને મારી જીંદગીની બાહે શ થઇ.

## બેરીસટર બનાવવાની સુચના.

જયારે હું કોલેજના સરવેથી ઉપલા વરગમાં આવયો તયારે કેળવણીની બો રડનો તે વેળાનો પ્રમુખ સર અરસકીન પેરી જેણે મારા માટે સારો વીચાર બાંધયો હતો અને જે મારા ઉપર મેહેર બાન હતો તેણે વેલાતમાં કાયદાનો અ ભ્યાસ કરવા અને બેરીસટર થવા માટે મારી ભલામણ કીધી સર અર સકીન પોતે મારો અરધો ખરચ આપ વાને તઇયાર થયા એવી શરતે કે મારો

કામના શેઠીયાઓ ખાતાનો અરધો ખરચ પુરો પાડે. કાંઇક ગેરસમજુતીને લીધે હું ધારૂં છું કે શેઠીયાઓ બીધા કે રખેને પાદરીઓ વેલાતમાં મને ખ્રીસ્તી ધરમમાં વટલાવે અને તેટલા માટે ઉપલી ભલામણ પાર પડી નહીં. વરસો પછી, જ્યારે ઇંડીયા ઓફીસ મધે સર અરસકીન (જે તેનો એક સભાસદ હતો તેની) સાથે મને વાત થઇ ત્યારે તેણે મને કહ્યું કે "સારૂં થયું કે મારી ભલામણ સ્વીકારવામાં આવી નહીં કારણ કે મારી ખાત્રી છે કે તમારી જીંદગી તમો એક બેરીસ્ટર થતે ત્યારે જેટલા ઉપયોગી થતે તેના કરતાં તે જ્યારે જાહેર ઉપયોગીપણું હાલ ધરાવે છે:"

## સરકારી નોકરી લેતાં કેમ બચી ગયો.

હવે મારે કાંઇ ધંધો લેવાને ગંભીરપણે વીચાર કરવાનો વખત આવયો હતો. હું સરકારી નોકરીમાં દાખલ થવાની અણીપર હતો. મુંબઇ મધેની કેળવણીની બોરડના સેક્રેટરીએ મારે માટે એક નોકરી મેળવી આ એક નસીબવંતતક મને લાગી પણ સારાં ભાગ્યે કાંઇ સંજોગોએ મને ઉપલી નોકરી કબુલ કરતાં અટકાવ્યો, ખરૂં જોતાં તો સારૂંજ થયું કે એમ બનયું; નહી તો હું નીચલા વરગના સરકારી નોકરના નાના ઓધા ઉપર બંધાઇ ગયો હતે.

## હરેક જાતના સુધારાનો પ્રારંભ

સેવટે હું ૧૮૫૫ માં ઇંગલંડ આવયો. તેની આગળના છ સાત વરસ સંસારી, કેળવણી સંબંધી, રાજદવારી, ધારમીક વીગેરે હરેક જાતના સુધારાથી ભરપુર હતા. આહ! તે કેવાં વરસ!

સ્ત્રી કેળવણી, સ્ત્રીઓને મરદો સાથે જાહેર મેલાવડામાં છુટથી બેસાવાનું, બચાંની સકુલો, સટુડંટસ લીટરરી એંડ સાયનટીફીક સોસાયટી, દેશી ગ્નાન પ્રસારક મંડળી, પારસી સુધારાં:- બાળલગનો બંધ કરવાં, હીંદુઓમાં વીધવા વીવાહ અને બીજા જે જે સવાલો હાથ ધરવામાં આવયા હતા, જે જે હીલચાલો ઉભી કરવામાં આવી હતી, એ કોલેજમાંથી તાજા બહાર પડેલા જુવાનીયાની ટોળીએ સરવ આરંભયું હતું કે જેઓમાંના કેટલાંકોને વરૂધ વયનાઓ મદદ કરતા હતા અને જેમને સર અરસકીન પેરી, પ્રોફેસર પેટન અને બીજાઓનો ટેકો તથા ઉતેજન હતાં.

હા, હું મારી જીંદગીના આ ભાગે ઉપર હવે પાછળથી મગરૂરી અને મોજથી જોઇ શકું છું અને તે સાથ જે ફરજથી હું લોકો તરફ બંધાએલો હતો તે ફરજ બજાવાનો સંતોશ મને મલ્યો. આ "મારી જુવાનીના દીવસો" મને વાહલા છે અને તે મને અખુટ સુખનું મુળ થઇ પડયા છે.

હું ઇંગલંડ આવયો ત્યાં જે ત્રણ જણા અતરે લંડન શેહેરમાં કામા એંડ કુંપનીને નામે પેહેલવેહેલી હીંદી પેહેડી સ્થાપવાને આવયા હતા તેઓમાંનો હું એક હતો.

## પહેલ વેહેલા હીંદી પ્રોફેસર.

મારી શરૂઆતની કારકીરદીનો સરવેથી મોટો બનાવ એલફીનસટન કોલેજ કે જે મારી અસલી માતરૂ શાળા હતી તે મધે ગણીત અને ખુદરતી વીદયા

જ્ઞાનના પ્રોફેસર તરીકેની નેમણુંકને લગતો હતો. હું હીંદુસ્તાનમાં સરવથી પેહેલો પ્રોફેસર 'એલફીનસટન પ્રોફેસર' ના નામ સાથનો હતો મને એ નામ અને એ માન બીજાં સરવે નામ અને એ માન કરતાં વધુ વાહલાં છે, તેથી મને હરખ ઉપજે છે અને ઘણા એક મારા સકુલ ના સાથીઓ અને મારા ચેલાઓ આ જની ઘડી સુધી મને "દાદાભાઈ પ્રોફેસર" કહે છે.

## ગ્રાંડ ઓલ્ડ મેન કહેવાવા માટે મગરૂરી.

મારી જવાનીમાં મેં જે જે બી વા વ્યા છે તેનાં પુરતાં ફળ મને મારા દેશ બંધુઓના પયાર અને માનમાં મલ્યાં છે. હું હીંદુસતાનનો (ગ્રાંડ ઓ લ્ડ મેન) Grand Old Man of India ના નામથી ઓળખાઉ છું તેમા મને ઘણી મોજ મલે છે. એ શું મીથયા અભીમાન છે? નહી. એ ખેતાબ જે મારા દેશબંધુઓની મારી તરફની દીલસોજી, આભાર અને ઉદાર દીલનો મોટો પુરાવો પુરો પાડે છે—પછી મને એ ખેતાબ ઘટે છે કે નહી તોપણ તે મારી જીંદગીનું સરવેથી મોહટું ઇનામ મળેલું માનું છુ. એક મીત્રે મને પુછ યું. "તમને તમારી જીંદગી બીજી વે ળા પાછી ભોગવવા ગમે કે", મારો જવાબ એવો હતો કે, "હા, એ જીંદગી તેની સરવે નાસી પાસી અને જંજાલો છતાં મને ભોગવવા ગમે છે."

## માતાની સેવા.

હું ધારૂંછ કે મારે અહીં અટકવુ જોઇએ. પણ એક આસામી છે કે જેણીં જો કે આ મારા બયાન મધે છેલ્લે આવે છે તો પણ તે હમેશાં સરવેમાં મને પહેલી જણાય છે-તે કાર્ય નહી પણ મારી માતા છે; જેણી જયારે હુ તેનો એક પુરૂં બચુ બાળઅવસ્થામાં હતું ત્યારની વીધવા થઇ હતી છતાં તેણી રાજીખુશીથી વીધવાજ રહીને મારામાંજ વીટલાઇ અને તેણી મારામાં દુનયાનું પોતાનુ સર્વસ્વ માનતી. તેણીને એક ભાઈની મદદ હતી, ઉપરાંત તેણી પોતાના બચાને માટે હાડકાં ઘસતી. જોકે તેણી કેળવાયલી નહી હતી અને જોકે તેણીનો મારે માટેનો પયાર અખુટ હતો, છતાં તેણી એક ડહાપણવાળી માતા હતી. તેણીએ મારાપર મકકમ કાબુ રાખયો અને મારી આસપાસની માઠી અસરોમાંથી મને દુર રાખી બચાવ્યો. તેણી પડોશ માંના લોકોની ડાહી સલાહકાર હતી. તેણીએ સ્ત્રી કેળવણીને લગતાં મારા કામમાં અને બીજા સંસાર સુધારા કરવામાં તે વેળાની તે માટેની ઘણી છીટ છતાં ખરા દીલથી મને મદદ કીધી. હુ જે બનયો છું તે માટે હુ ફકત—તેણીને મારી માતાનેજ—આભારી છુ.



# Dadabhai Naoroji.

True son of Ind ! Your life's great mission was
Your country's pristine glory to restore,
For which all ease and comfort you foreswore,
Nor sought mere hollow praise nor vain applause,
But ceaseless served her long-neglected Cause,
In her defence Truth's shining armour wore,
And drew the flashing sword of Justice pure,
Unceasing till death brought the final pause.
To India's youth a newer faith you taught,
To their young minds a healthy creed you brought.
Showed them the path of fearless sacrifice,
Of selfless love that sought no earthly price,
For decades seven their boundless love you won,
India has not yet borne a nobler son !

2nd July 1917.

# Dadabhai Naoroji.

## A True Zoroastrian.

Crushed under Persecution's cruel heel,
Since your great forbears here from Iran came,
The rule of Faith and Conscience to proclaim,
None did so much for Bharat-Mata feel,
None showed such warm zeal for her lasting weal,
As thou who soon her Champion brave became,
To fight for her with pure and lofty aim,
And ever didst to eternal truths appeal.

Like a Zoroastrian true, good thought, good deed,
In thy endeavours high had been thy creed.
Of India's greatness sowing thus the seed,
The "dawn of era new" hast ushered in,
From Darkness' hand the sceptre sure didst win,
The light of glorious morn soon to begin.

# મરહુમ શેઠ દાદાભાઈ નવરોજી.

## મોટામાં મોટા જાતી ભોગો આપી પોતાના દેશની મહાન સેવા બજાવનાર એકકો નર.

## હીંદનો, સાચ્ચો સપુત—રાજદ્વારી લડતોનો પાયો નાખનાર મ્હાન બુઝોર્ગ નર.

## સાંત દાહેકાની સેવા બજાવનાર ખરો દેશભકત.

( જામે જમશેદ તા. ૨૭ જુલાઇ ૧૯૧૭. )

લખનાર—**રૂ. બ. પે.**

Rest, rest, O bloodless Victor, valiant Knight,
Ye sturdy champion of Truth, Justice, Right,
Who fought your country's fight with earnest zeal,
With one pure aim, one mind, midst woe and weal,
Who lived in exile from your native home
Full forty years, did like Ulysses roam,
In foreign land to advance your country's cause,
Unmindful of both scorn and of applause—
Alone, untended, unbefriended, bold,
Your country's guardian, friend and seer old.

R. B. P.

" કર તેથી જીંદગીમાં એવાં તું કામ,
કે મરતાં તું, આલમની આંખો તમામ
ટપકાવે આંસુઓ તાહરી ઉપર,
ને લંબાવે તુજ ઉપર પયારની નજર.

* * *

જાણીતો નેક જ્યારે પામેછ મરણ,
ઓઢેછ જગ તે પર દુખનું કફન.
કરેછ તેની યાદ ઉપર હેતનું ચુંબન,
હજાર દશ હજાર કરે છે એકપર રદન.
પામેછ જ્યારે એવો કોઇ મોતનું કફન,
એક મરી હજારના લાવેછ મરણ.
મરેછ જ્યારે માણસ માહભારત તે વાર
કુદરત કુલે બનેછ શોકાતુર ને ખવાર.
( મારી મન્જેહ પાનુ ૮૪ )

## કોણ પહેલો અને કોણ પછી !

૧૯૦૫ ના સાલમાં વેલાતમાં રેવરંડ ધનજીભાઇ નવરોજજી ગુજરી ગયા તે વીશેના તારમાં D. Novroji મરણ પામયા એમ છપાયું તે ઉપરથી સરવેઓ દાદાભાઈ નવરોજીનું મરણ નીપજયું એમ ધારયું અને તેટલા માટે ખા. બા. બહમનજી પટેલે તેમની જીંદગીનો હેવાલ 'જામે' માટે લખયો. શેઠ દાદાભાઈ તે વાર પછી એકડજન વધુ દીવાળી જોવા પામયા એટલુંજ નહી,

પણ પોતાના દેશ મધે પોતાના વતન ખાતે તેવણ છેલ્લાં વરસો ગુજારી શેહેર ઘરમાંજ પોતાના વહાલાંઓની નજદીક પોતાના હમ દેશીઓના માન અને ઇજત બલકે ભકતીભાવ વચે હાલ બહુ જાહેરી આબરૂ પામી વીદાય થયા છે. અને મરહુમ ખા. બા. બહમનજી પટેલ જેવણે તેમના મરણ માટે વીલાપ કરી તેમના રૂહને શાંતી માંગી, તેવણ ત્રણ વરસમાં આ જેહાન છોડી ચાલી ગયા અને જેવણ આગળ હતા તેવણ પાછળ પડી પાછલા આગળ કુચ કરી ગયા. એવોજ આ ફાની જેહાનનો સરેશતો છે! ખા૦ બા૦ બેમનજી પટેલે મરહુમ શેઠ દાદાભાઈ નવરોજજીની જીંદગીના અગતયના બનાવોને જેવો ઇનસાફ આપયો છે તેવો થોડાજ આપી શકે. માટે હવે મારે માટે એટલુંજ કામ બાકી રહયું છે કે જયારથી—૧૯૦૫ ને આશરેથી-તેવણ ઉપલો હેવાલ મેલી ગયા છે તયારથી તે આજની ઘડી સુધીનો પુરો કરવો અને તે સાથ જે કાંઇ સેહેજસાજ વધુ તે સંબંધી કહેવું હોય તે કહેવું, જે ફરજ હું અત્રે મારા પોતાના કમીનાપણા વીશેની પુર ખાત્રી સાથ અત્રે બજાવવાની તજવીજ કરૂં છું.

## દાદાભાઈ એક શીક્ષા ગુરૂ તરીકે.

પહેલા તો હું કયાં અને જે મહાન નરની જીંદગીના હેવાલને પુરો કરવાની યતન કરૂં છું તે દેશભકત મહાન નર કયાં! એક તો તેમની વયજ મારા કરતાં લગભગ બમણી! વળી તેવણ પોતે મારા મરહુમ પીતાજીના એલફીન સટન ઇનસર્ટીટયુટના સકુલ તેમજ કાલેજ વીભાગના પ્રોફેસર. મારા પીતાજી કહેતા હતા (જે ખા૦ બા૦ બ. બે. પટેલે અલબતાં જણાવયું નથી) કે અમે જયારે એલફીનસટન ઇનસટીટયુટની સકુલમાં શીખતા હતા તયારે પહેલવહેલા આ હીંદીવાન પ્રોફેસર દાદાભાઈ નવરોજજી કાલેજમાં ઉંચા ધોરણમાં શીખવવા ઉપરાંત ગુજરાતી સાઇડના નીચલામાં નીચલા વરગના પહેલી યા બીજી ચોપડીના વીદયારથીઓને શીખવવાને પણ નીયમીત રીતે જતા અને તેવણ તેમાં કશું શરમાવા જેવું માનતા નહી એટલુંજ નહી પણ તેમાં સામી મોજ માનતા.

હું પોતે શેઠ દાદાભાઇને આજ લગભગ ૩૦ વરસ થયાં જાતે ઓળખતો આવયો હતો અને કેટલીક વખત તેમના સાથ મેં જાતે પત્રવ્યવહાર ચલાવયો હતો, તે વેળા તેવણમાં એક બહુજ અજબ પ્રકારની નમ્રતા (humility) નજર પડતી અને જાણે કોહીનુર જયાં વધુ અંધકાર તયાં વધુ સુંદર પ્રકાશ નાંખે તેમ પોતે પોતાના વીશે સેહેજ પણ અભીમાન ન રાખતાં મરતાંને પણ કદી મર કરી ને નહી કહી પોતાનો ઝળકાત તેનાપરથી નાખતા

## કેવો નર ગુમ થયો છે!

હીંદ સરજમીનનો એક સાચામાં સાચો સપુત હવે જાથુકની આસાયશમાં સુતો છે. પારસીઓ આજ એક હજાર વરસ થયાં ઇરાન વતન છોડી હીંદુસતાનમાં આવયા તયારથી આજ

સુધી એવા બીજા સપુતને તેઓ એ જ નમ આપયો નથી, બલકે આ હીંદુસ્તાન દેશે તેની પચરંગી કોમો વચે આજ લાંબો વખત થયાં આવા એક વીરલાને પેદા કીધો નથી. મી૦ દાદાભાઈ નવરોજી જેવા એક સાચા સુધારક દેશહીતકારીક મહાન નરનું મરણ કોઇપણ રીતે અકાળ કહી શકાશે નહી. તેવણ આજ વરસો ઉપર પોતાનો દેશ, પોતાની કોમ અને પોતાનાં નાનકડાં કુટુંબ તરફની ફરજ બજાવી પરવારી જઈ આ દુનયાનો સામાન બાંધી પેલી દુનયા તરફ ઉદાંગરી કરી અપરમપાર હમેશગીનું સુખ મેળવવાને તઇયાર થયા હતા. એવા થોડાજ ભાગયશાળી નર હશે કે જે આ દુનયાનો તાશો મેળવી પેલી દુનયા તરફ હમેશગીની શાંતી ભોગવવાને માટે હાલ ગુજર પામેલા મહાન નરે જેવા તઇયાર થયા હશે. તેવણ પોતાની સરવ ફરજ પુરતી રીતે બલકે મનમાનતી રીતે બજાવી લઇ બો અને કરોડો લોકોની તરફનો માન ચાહ તથા ભકતીભાવ મેળવી ગયા છે અને યઝદો ને અમશાસપંદો તેમને આવકાર દેવાને વાસતે ખુશાલીભરયાં ગીતોજ ગાતા હશે.

ઉંચી ઇંગ્રેજી કેળવણીનું ફળ કેવું સુંદર નીવડે છે તેના મી૦ દાદાભાઈ નવરોજજી એક નમુના હતા.

સરકારે સથાપેલાં એલફીનસટન ઇનસટીટયુટ નામનાં કેળવણી ખાતાંના પહેલા ચેલાઓમાના તેવણ એક હતા-પારસી કોમમાં કેળવણી તથા સંસાર સુધારા દાખલ કરનાર પહેલા તેવણ હતા. અને હીંદીવાનોના હકો અને ઉમેદોને બહાર પાડનાર પહેલવહેલા મુખી પણ તેવણજ હતા. એવા એક ખરા હીંદીવાનને ખોહવાનો ગમ આજે આખું હીંદુસ્તાન કરે છે. તેવો કરોડો બલકે અબજોમાંથી એકજ હોય છે. તેવા સો બસો પાનસો વરસેજ એકાદ બે પેદા થાય છે. તેવાથીજ આ દુનયા પોતાનું સત જાળવી રાખી શકે છે. ખરેખર દાદાભાઈ એક કોહીનુરજ હતો, જેણે આ દેશમાં જનમ લઈ બ્રીટીશ તાજને પોતાના ઝળકાટથી દીપાયમાન કીધું છે.

## દોરડી અટક.

તેમની 'દોરડી' અટક કેમ પડી તે હાલ ચોકસાઈથી કહેવાતું નથી. કદાચ કાંઇ દોરડીનો ધંધો તેમના કાંઇ વડવાનો હોય કે 'દોરડી' જેવા તેવણ બળે પણ વળતાં વળે નહી તેવા ખલીલા ચીવટ એક-બોલા એક-વચની એક જબાનના હશે અને તેથી તેમને લોકો એ અટક કહેવા લાગયા હશે મહાન પુરૂશ એક-વચની દાદાભાઇમા ચીવટ ખંતીલાપણાના જે ગુણ હતા તેનો કાંઈ ભાસ તેમના કોઇ વડવામા જણાયો હોય અને તેથી એ અટક આપી હોય તો તે લોક તપાસ કેટલી ખરી હોવી જોઇયે તે આપણને હવે પાછલા બનાવો ઉપરથી જણાઈ આવે છે. પણ બીજુ મુળ એવું કહેવાય છે કે શેઠ દાદાભાઇના વડીલ ઘણા પતલા અને ઉંચા હતા તેવણ એક દીવસ કોઇ જમણની મીજલસમાં મોડેથી આવયા અને તયાં જમવા બેસવા માટે જગા શોધતા શોધતા આમ તેમ લાંબા પગે ફરવા લાગયા, જે જોઈ તેમના એક

ઓળખીતાએ તેમને કહયું કે એમ શું
તમે દોરડીની કાની આમ તેમ વળ ખા
યા કરો છો ? આ ઉપરથી તેમને મશ
કરીમાં લોકો દોરડી કહેવા લાગયા, મી૦
સો. મ. દેશાઈ પોતાના "પારસી વા
શર્યા"માં મજકુર મોડા આવનાર મોબે
દનું નામ બહેરામજી મહેરનોશજી
આપે છે અને કહે છે કે મરહુમ એર
વદ દાદાભાઇ ખરશેદજી દોરડીના જણા
વયા પ્રમાણે એ અટક ઇ૦ સ૦ ૧૭૬૪
માં પડી હતી હવે જો બેહેરામજી મ
હેરનોશજીના અસુરે આવવાથી એ અ
ટક પડી હોય તો એ બેહેરામજી કાંઇ
શેઠ દાદાભાઈના સીધી લાઈનમાં આવ
તા વડવા ન હતા. તે શેઠ તો દાદાભાઈ
ના પાંચમાં વડીલ બચાજી મેહેરનોશજી
ના ભાઈ હતા, માટે એમ વડા કાકાની
અટક કાંઇ લેવાય નહી, માટે જો દાદાભા
ઇના કોઈ વડવાની અટક એવી હોય
તો તે મહેરનોશજી હોવા જોઇએ. તેવણ
દારાબજી બરજોરજી ચાંદજીના બેટા
હતા. વળી એ અટક ૧૭૬૪ માં એ
ટલે દાદાભાઈના જનમના ૬૧ વરસ
અગાઉ જો પડી હોય તે તે કાંઇ
બહેરામશાહ મહેરનોશજી જેટલા દાદા
ભાઈના પાંચ પહેડી ઉપર જતા વડીલ
ની નહી હોઈ શકે. તે તો બહુ જુની
અટક હોવી જાઇએ. શેઠ દાદાભાઈના
૯ પેહેડી આગળ થઈ ગયલા ચાંદજીની
નહી તો—જે વધુ સંભવાત છે—તે—ઓછા
મા ઓછી દારાબ બરજોર જેવણ ૭ માં
પછી થયા તેમની અટક તો હોવી જો
ઇએ. નહી તો એ કુટુંબના સરવ પીત્રાઈ
ઓ તદન એ અટકથી જુદા પડે. દાદાભાઈ
જે વેળા એલફીનસટન ઇનસટીટયુટમાં
હતા તે વેળા પણ તેવણ દાદાભાઈ નવ
રોજીનાજ નામે જણાતા અને કોઈબી
તેમને ઉપલી અટકથી ઓળખતું નહતું

## હીંદી સનદી નોકરી વીશે જીકર.

મી૦ દાદાભાઇએ હીંદીવાનોના લાભ
માટે અરધી સદી ઉપર ઈંગલંડમાં બે-
હદ મેહેનત કીધી હતી તેનો આભાર
પ્રજા શી રીતે વાળી શકશે તે બીલકુલ
સુજતુ નથી. એમ તે વેળાના રાસત
ગોફતારમાં (પા૦ ૩૬૩ સને ૧૮૬૮) માં
લખાયું હતું તે આજે કેટલું બધું ખરૂ
છે ? 'સીવીલ સરવીસમાં હીંદીવાનોને
દાખલ કરવા ૧૮૬૮ ના સાલમાં હીંદી
વજીર સર સટેફર્ડ નોરથકોટે પોતાનાં
ધારામાં જે છુટ મેલવા માગી હતી તેઠ
લુંબી જો દાદાભાઈની મેહેનતને આગે
વાની ન હતે તો પાર પડતે એ શક
ભરેલું હતું. ખરેખર જો કહીએ કે આ
અગતની બાબતમાં હાલ જે કાંઈ બને
છે તે સઘળુ એ જવાન પારસી ચહસ
થકી છે તો અમે નહી ધારતા કે તેવણ
ને એ ઘટતાં માનમાં તેવણના સરખા
બીજો કોઇ દાવાદાર નીકળી આવે."
શેઠ દાદાભાઇએ તે વેળા એક યાદી
તઇયાર કરી નવાં બીલો રજુ કરતાં
આપણા પ્રધાને તા૦ ૨૭ મી એપ્રેલ
૧૮૬૮ ને દીને જે ભાશણ કીધું હતું
તેમાં દેશીઓને થકી સીવીલ સરવીસની
પરીક્ષા ખુદ હીંદુસતાનમાં ખોલ્લી મે
લવા ના પાડવા ઉપરાંત તે નામદારની
તકરારના બારીક જવાબ આપવા માટે
એક લંબાણ યાદી છપાવી હતી. તયાર
બાદ પારલમેંટમાં મી૦ ફોસેટ આજ

બાબત ઉપર દરખાસત લાવ્યા હતા તે અગાઉ શેઠ દાદાભાઇએ ઉપલી યાદી તઇયાર કરી હતી.

## પારસી ભરૅસપતી.

"મહેનતની બાબદમાં આપણો એ જવાન પારસી ભરૅસપતીની કાંઠી ધરાવતો દીસે છે"–ઉપલા શબદામાં તે વેળાના છાપામાં ડા૰ દાદાભાઇની સનદી નોકરી બાબેની ભારે જહેમતની પીછાણ થઇ હતી:–"ફકત આ સીવીલ સરવીસના સવાલ ઉપરજ કાબેલ્યત ભરેલાં ભાપણો, યાદીઓ તથા સતાવાળાઓ સાથ સેંકડો રીતના સંદેશાઓ ચલાવવામાં એવણને આપણ ગુંતાયલો જોઇએ છીયે.

## "એકજ પારસીની આખા દેશની સેવા"

"પણ વળી એ રાજદવારીએ એકથી વધારે બાબતો પોતાના ધ્યાન ઉપર લીધી છે, તયારે ફકત એકજ કેળવાયલો પારસી આખાં દેશની કેટલી સેવા બજાવી શકે છે તેબી વળી તારીફ સાથે આપણે જોઇએ છીએ." શેઠ દાદાભાઇની ૮૦ મી સાલગરેહની ઉજવણી વેરના મરહુમ બા૰ બા૰ બહેમનજી પટેલના હેવાલથી હવે આગળ ચાલીશું:—

## ૮૧ મી સાલગરેહ.

તા૰ ૪ થી સપટેમબર ૧૯૦૫ ને દીને શેઠ દાદાભાઇ નવરોજીની (ઇંગ્રેજી ગણત્રી પ્રમાણે) પડેલી ૮૧ માં વરસની સાલગરેહની ખુશાલીમાં મુંબઇ તેમજ મધરાસ, લાહોર, અલાહબાદ, અમદાવાદ, નડયાદ, જામનગર, નવસારી, ઉદવાડા, દમણ, વીગેરે ઠેકાણે મુબારકબાદીના મેળાવડાઓ કરવામાં આવ્યા હતા. એ પ્રસંગે નવસારીમાં જ્ઞાન પ્રસારક મંડળી તરફથી લક્ષમણ હોલમાં એક સભા મળી હતી અને તેમાં થયલા ઠરાવની એક નકલ શેઠ દાદાભાઇ ઉપર વેલાત મોકલવામાં આવી હતી. એજ માફક અમદાવાદની ગુજરાત સભાએ પણ તેમને મુબારકબાદી લખી હતી એજ પ્રમાણે અત્રેના તંબાકુના વેપારીઓની તથા બીજી કેટલીક જાહેર મંડળીઓએ પણ એમનો જંનમોત્સવ ઉજવવાને મેળાવડાઓ કીધા હતા, નવસારી મધે એરવદ બેહરામજી ખરશેદજી દોરડીએ ત્યાંની મહેરજીરાણા લાયબ્રેરીમાં શેઠ દાદાભાઇની એક સબી ખોલવી મુકવાનો મેળાવડો કીધો હતો.

તે અગાઉ શેઠ દાદાભાઇ વેલાત મધે ઘણા સીક પડયા હતા તેથી તેવણ સાજા થવા બાદ પારસી રોજ માહ પ્રમાણે પડેલી તેમની સાલગરેહના દીવસે પણ લોકોએ જશના ભજનો કરી સાજા થવા માટે બંદગીઓ કરી હતી. તે જોઇ તે કીરતારે દયાળુપણાથી તેમને પાછા તંદરોસતી સાથ ઉભા કીધા હતા.

## લંડનમાં નરોઝ.

૧૯૦૬ ના સાલના જરથોસતીઓના નવાં વરસ ( નવરોઝ )ને દીને લંડનમાં વસતા સઘળા પારસીઓએ ત્યાંના ક્રેટીરીઅન રેસટોરાંમાં શેઠ દાદાભાઇનાં પ્રમુખપણાં હેઠળ મેળાવડો કીધો હતો

તેમણે એ શેઠે પારસી કોમની સલામતી લેવાડની વેળા જણાવયું કે જોકે આ પણે સંખયામાં થોડા છીએ તોભી આખી દુનયામાં જાણીતા થયલા છીએ તેનું કારણ આપણને આપણા વડવા ઓથી સખાવૃતનો ઉમદા ગુણ મળેલો છે, વગેરે

## અમેરીકાની મંડળીના પ્રમુખ

૧૯૦૬ ના સાલમાં શેઠ દાદાભાઇને યુનાઇટેડ સટેટસના ગ્રાનએકર ખાતેની ઇંડો અમેરીકન નેશનલ એસોસીએશ નના ઓનરરી પ્રમુખ ચુંટી કાહડયા હતા.

## કલકતાની ૨૨ મી કોંગ્રસના પ્રમુખ.

૧૯૦૬ ના ડીસેમબર માસમાં કલ કતાની હીંદી નેશનલ કોંગ્રેસ ભરાઇ હતી તેના પ્રમુખ તરીકે શેઠ દાદાભાઇને નેમવામાં આવેલા હોવાથી એવણ વી લાતથી અત્રે આવતા હોવાને લીધે તા૦ ૨૮ મી નવેમબરને દીને લંડનની નેશનલ ડેમોક્રેટીક લીગ તરફથી સર જોન જારડીનના પ્રમુખપણા હેઠળ એમ ને એક ખાણું આપવામાં આવ્યુ હતું અને તે આગાઉ તા૦ ૨૪ મીએ લેમ બરથ પ્રગણાના લીબરલ અને રેડીકલ પક્ષના સભાસદો તરફથી બીજું ખાણું આપવામાં આવ્યું. તા૦ ૧૪ મી ડી સેમબરે તેવણ મુંબઇના કીનારે આવી પુગયા તે વેળા મુંબઇની પચરંગી પ્ર જાએ તેમને બાદશાહી આવકાર ૧૮૯૩ ના સાલમાં આપ્યો હતો તેવોજ આપ્યો. બીજે દીને તેવણ પોતાના કુટુંબને મળ વા વેસાવે ગયા હતા તે વેળા વાંદરાની પારસી અનજુમન તરફથી તેમને સટેશન ઉપર એક માનપત્ર આપવામા આવ્યું હતું. તા૦ ૧૭ મીને દીને તેવણ મુંબઇ આવી ટાઇમસ બીલડીંગમાં ખો મખે સવદેશી કો-આપરેટીવ સટોરસ કંપની લીમીટેડનો એક નવો સવદેશી સટોર ખોલવાની ક્રીયા કીધી હતી. તા૦ ૨૨ મીને દીને તેવણ કલકતે ગયા તયારે મારગમાં તેમને સટેશને સટેશને લોકોએ માન આપયું હતું, તથા પચરંગી કોમે માનપત્રો એનાયત કીધાં હતાં. કલક તામાં જઇ પુગતાં દરભંગાના મહારા જાએ તથા ત્યાંના આગેવાનોએ તેમને ફુલો અને ઝવેરાતથી વધાવી લીધા હ તા. મારગમાં તેમની ગાડીના ઘોડા છોડી તેઓએ તે ઘસડી જવા માંડી પણ તેવણે તેમ કરવાની ના પાડી: તા૦ ૨૬ મી ડીસેમબરે તેવણે કાંગ્રેસ નું પ્રમુખપણું લીધુ હતું. કાંગ્રસને ચોથે દીને તેમને બનારસવાસીઓનું ઉ રદુ ભાશામાં માનપત્ર આપવામાં આવ યું હતું કોનગરેસ મધે તેવણે સવરાજ મેળવવાને હીંદીવાનોને આગ્રહ કીધો હતો. એજ દીને સાંજે કલકતાની પાર સી અનજુમન તરફથી માનપત્ર તથા ખાણું આપવાનો એક મેળાવડો રાજેંદ્ર નાથનાં મહેલમાં કીધો હતો તે વેળા શેઠ કાવસજી બનાજીએ માનપત્ર વાંચી સંભળાવયુ હતું.

તા૦ ૩૧ મીને દીને દરભંગાના મ હારાજાએ શેઠ દાદાભાઇના માનમાં ગા રડન પારટીનો મેળાવડો કીધો હતો: તા૦ ૧ લી જાનેવારી ૧૯૦૭ ને દીને કલકતાની પારસી બાનુઓએ તેમના માનમાં મારબલ પેલેસમાં ટીપારટીનો

મેળાવડો કરી ત્યાં તેમને માનપત્ર તથા ભેટ આપવામાં આવ્યાં હતાં. તા૦ ૪ થીએ તેવણ કલકતાથી મુંબઈ આવવા ઉપડયા તે વખતે પણ તેમને પહેલાં જતી વેળા જેવુંજ માન મળયું હતું.

## અનેક મંડળીઓ તરફથી માન.

તા૦ ૧૪ મી જાનેવારી ૧૯૦૭ ને દીને મુંબઈની જ્ઞાન પ્રસારક મંડળી તરફથી શેઠ દાદાભાઈના માનમાં ફરામજી કાવસજી ઇનસટીટયુટમાં મેળાવડો થયો હતો અને તે વેળા તેવણે સથાપેલી જ્ઞાન પ્રસારક મંડળી, સટુડનટસ લીટરરી સોસાયટી, રાહનુમાય મજદયસનાં, જરથોસ્તી છોકરીઓની નીશાળ મંડળી, રાસ્ત ગોફતાર વીગેરે જેઓએ પોતાની ૫૦ વરસની જુબીલી પુરી કરી હતી તેઓએ તેમને મુબારકબાદી આપી હતી. એજ રાત્રે એશીઅન કલબના આગેવાન પારસી બાનુઓ અને ગ્રહસથો તરફથી સર દીનશા માણેકજી પીટીટના પ્રમુખપણા હેઠળ તેમને ખાણું આપવામાં આવ્યું હતું. તા૦ ૧૫ મીને દીને ગવરનર લોરડ લેમીંગટને તેમને સરકારી મેહેલમાં લંચ ઉપર બોલાવયા હતા અને બીજે દીને અત્રેની રીપન કલબે તેમને સર જમશેદજીના પ્રમુખપણુ હેઠળ ખાણું આપયું હતું, જે વેળા ડા૦ કીરતીકરે શેઠ દાદાભાઈના આપભોગ અને બીજા ગુણોની તારીફ કરી હતી. તા૦ ૧૭ મીએ ટાઉનહોલમાં અત્રેની જુદી જુદી કોમો તરફથી તેમને ભેગી જીયાફત આપી હતી. તા૦ ૧૮ મીને દીને વડા જજ સર લોરેન્સ જેનકીનસે તેમને ખાણું આપયું હતું. તા૦ ૧૮ મીએ તેવણ સટીમર કેલીડોનયા મારફતે વેલાત ઉપડી ગયા હતા તે વેળા રસતે જગેજગ તેમનાં દરશન લેવા લોકો ભેગાં મલ્યાં હતાં.

## વતન તરફ સેવટની આમદ.

એજ વરસ (૧૯૦૭) શેઠ દાદાભાઇની તબીયત લંડન ખાતે સારી રીતે ચાલતી ન હોવાથી પોતાની જીંદગીના બાકીના દીવસ પોતાના દેશમાં ગુજારવા માટે તા૦ ૧૧ મી નવેમબર ૧૯૦૭ ના દીને તેવણ વેલાતથી અત્રે આવી પુગયા હતાં. તે અગાઉ તા૦ ૨૩ મી સપટેમબરે લંડન ઈંડીયન સોસાયટીએ અને લંડનમાં વસતા હીંદવાનોએ તેમનાં માનમાં રીસેપશનના મેળાવડા કરયા હતા. અત્રે આવવા બાદ તેમના ઉપર ગવરનરે દીલસોજી ભરયો તાર મોકલયો હતો. તેમની નબળી તબીઅતને લીધે તેમની પધરામણી ખાનગીજ રાખવામાં આવી હતી.

## વેસાવામાં વસવાટ.

આ દેશમાં પધારવા બાદ શેઠ દાદાભાઈ મુંબઇ શેહેરથી દુર, અને તોબી તેની નજદીક, એકાંતવાસમાં દીવસો ગુજારવા માટે અત્રે અંદેરી નજદીક વેસાવેના દરીયે કીનારે આવેલા બંગલામાં ઘણીજ સાદી જીંદગી ગુજરતા હતા અને લગભગ એક દાહેકો તેવણે જાહેર જીંદગીથી અલગ રહી જીંદગીની સાંજ સારી તબીયત સાથ ગુજારી હતી. અંતે સેવટે જઇફીનાજ કારણે તેમની અમુલય જીંદગીની દોરી તુટી છે.

## તેમની જયંતીઓ.

તા૦ ૪ થી સપટેમબર ૧૯૦૮ ને દીને પડેલી તેમની સાલગરેહને પ્રસંગે અત્રેનાં ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળે સધળી વરણના બાનુઓનો મેળાવડો કરી એક ડેપયુટેશનના આકારમાં વેસાવે જઇ તેમને મુબારકબાદી આપી હતી. એજ મુજબ એલફીસટન કોલેજના પ્રોફેસરો અને વીદ્યારથીઓએ ને બોમબે નેશનલ યુનયન વીગેરે ધણાંક મંડળોએ તેમની જયંતીનો દીવસ ધામધુમથી પાળી તેમના ઉપર મુબારકબાદીના સંદેશાઓ મોકલયા હતા. એજ માફક વરસો વરસ ધણાંઓએ તેમ કીધું હતું.

અને તે ઉપરાંત ૧૯૦૮ ના સાલની તેમની જયંતી વેળા જોનસબરગની બ્રીટીશ ઇંડીયન એસોશીએશન તથા બેડાની સુમતી સુરતતરી જ્ઞાનિ લાયબ્રેરી અને બીજા ધણાક ઠેકાણેનાં જુદાં જુદાં મંડળો તરફથી ખુશાલીના મેળાવડાઓ કરી મુબારકબાદીના તારો અને કાગળો શેઠ દાદાભાઇ ઉપર મોકલવામાં આવયાં હતાં. તે સાથે નામદાર મુંબઇના ગવરનરે તેમને મુબારકબાદી ચાહી હતી. જેનો ઉતર તેવાજ આકારમાં શેઠ દાદાભાઇએ એક જાહેર સંદેશો પ્રગટ કરીને સરકાર દરબારના બાબમાં મારફાડના કામોથી દુર રહેવાને લોકોને સમજાવયું હતું. એજ મીસાલ વરસો વરસ ભારે હરખ અને ઉલટ સાથ આ દેશની પચરંગી કોમે તેમની સાલગરેહનો દીવસ એક પવીત્ર દીન ( હોલીડે ) તરીકે પાળયો છે.

## સ્ત્રી મંડળે ઉજવેલી જયંતી.

તેમની ૮૬ મી સાલગરેહને દીને ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળી તરફથી ચંદા રામજી હાઇ સકુલમાં મીસ શીરીન માણેકજી ખરશેદજીના પ્રમુખપણા તળે મેળાવડો થયો હતો. એ ઉપરાંત ભાવનગર, નવસારી વીગેરે દેશાવરો તરફની જુદી જુદી મંડળીઓએ મુબારકબાદીના તારો તથા પત્રો મોકલયાં હતાં, તેમજ ટ્રાન્સવાલથી મી૦ પોલોક તથા ધણાક ગ્રહસથોએ મુબારકબાદીના અને સંદેશાઓ મોકલયા હતા.

તેમની ૮૭ તથા ૮૮ મા વરસની સાલગરેહોને દીને પણ આગળ મુજબ હીંદીવાન બાનુઓનું ડેપયુટેશન ઠેક વેસાવે દાદાભાઇને મળવા ગયું હતું તથા પાછલા પોહોરે બાનુઓની અત્રે મળેલી મીજલસમાં બાનુઓ તરફથી શેઠ દાદાભાઇના બાબમાં વીવેચનો થયાં હતાં. શેઠ દાદાભાઇએ જવાબમાં હીંદ દેશને "આશા" રાખી સારૂં બંધન મેળવવાની સુચના કરી હતી.

તા૦ મી મારચ ૭ ૧૯૧૨ ને દીને નામદાર માજી ગવરનર સર જયોરજ કલારક (લોરડ સીડનહેમ) અંદેરી મારકેટ ખુલ્લી મુકવા ગયા હતા તે વેળા તેવણે શેઠ દાદાભાઇની વેસાવે મુલાકાત લીધી હતી.

## ૮૯ મી સાલગરેહ.

એ દીન ઉગતાં અત્રેના ગુજરાતી સ્ત્રી મંડળે તેમને મુબારકબાદી આપવાને એક ખાસ ડેપયુટેશન મોકલયું હતું જયાં ( મરહુમ ) બાઇ જમનાબાઇ નગીનદાસ સકકઇ, જેવણુ એ મંડળના

પ્રમુખ હતાં તેવણે માનપત્ર આપી ભલી દુવાઓ ઇચ્છી હતી. તેજ પ્રસંગે યુનીયન સોસાયટીનું ડેપ્યુટેશન તેમને બંગલે વેસાવે ગયું હતું અને સાંજે સરવંટસ ઓફ ઇંડયા સોસાયટીનાં મકાનમાં ઉપલાં સ્ત્રી મંડળ તરફથી શહેરની પચરંગી વસતીનાં બાનુઓએ એ મોટો મેળાવડો શેઠ દાદાભાઇનાં માનમાં કીધો હતો. એ ઉપરાંત સત્ય શોધક મંડળ તથા ઘણાં મંડળોએ તેમજ જાહેર પુરૂષોએ અને વીરપુરનાં રાણી આનંદ કુંવરબાઇએ તેમના ઉપર મુબારકબાદીના સંદેશાઓ મોકલ્યા હતા.

## ૯૦ મી સાલગરેહ.

ઉપલી સાલગરેહને દીને શેઠ દાદાભાઈને સરેશતા મુજબ હીંદુ સ્ત્રી મંડળનાં ડેપ્યુટેશને તેમને બંગલે જઈ માન આપ્યું હતું એટલુંજ નહી, પણ અત્રેની યુનયન સોસાયટીની એક જાહેર સભા તેમની જયંતી ઉજવવાને સોસાયટીના હોલમાં સવારે ૯ કલાકે શેઠ દેવજી ત્રીકમદાસનાં પ્રમુખપણા હેઠળ મળી હતી, તેમજ ઓંએ નેશનલ યુનયન તરફથી પણ સભા સાંજના મળી હતી અને તે ઉપરાંત દેશાવરથી તેમજ મુંબઈથી તેમને સંખયાબંધ મુબારકબાદીના સંદેશા મળયા હતા.

## ૯૧ મી સાલગરેહ.

તા૦ ૪થી સપટેમબર ૧૯૧૫ ને દીને શેઠ દાદાભાઇની ૯૧ સાલગરેહ મુંબઈ તેમજ દેશાવર ખાતે ઉલટથી પાળવામાં આવી હતી. હીંદુ સ્ત્રી મંડળ તરફથી એક ડેપ્યુટેશન તેમને બંગલે વેસાવે ખાતે ગયું હતું એટલુંજ નહી, પણ મુંબઇના શેહેરીઓએ એક જાહેર સભા કોટ મધે એમપાયર થીએટરમાં ભરી હતી. આ સભા મુંબઇની ડીસ્ટ્રીકટ પ્રોવીનશીયલ કમીટી તરફથી સર (તે વેળાના મી.) દીનશાહ એદલજી વાછાના પ્રમુખપણા હેઠળ મળી હતી. વળી માધવબાગમાં મીસીસ સીરોજીની નાયડુનાં પ્રમુખપણા હેઠલ ગુજરાતી સ્ત્રી મંડળ તરફથી સભા દરેક વરગના બાનુઓએ મેળવી હતી, જયાં શેઠ દાદાભાઈની મહાન જન-સેવાની યોગય સતુતી થઇ હતી. બનારસ, કલકતા, મધરાસ, પુના વગેરે શહેરો ખાતે પણ સભાઓ ભરી એ જયંતી ઉજવવામાં આવી હતી.

## વાઇસરાયના તાર તથા મુલાકાત.

નામદાર વાઇસરાય લોરડ હારડીંગે સીમલાથી, અને નામદાર ગવરનર લોરડ વીલીંગડન તથા તેમનાં લેડી તરફથી ગણેશખીંડથી, શેઠ દાદાભાઈ ઉપર મુબારકબાદીના સંદેશા મોકલવામાં આવ્યા હતા અને શેઠ દાદાભાઇએ તેમના જવાબો વાળયા હતા. વળી નામદાર વાઇસરાય લોરડ હારડીંગ તા૦ ૨૪ જાનેવારી ૧૯૧૬ ને દીને લીધેલી મુંબઈ ખાતેની મુલાકાત વેળા ગવરનર લોરડ વીલીંગડનને સાથે લઇને શેઠ દાદાભાઈના વેસવાના મકાને ખાસ પધારયા હતા અને તેમની ખેરઆફીયત પુછી તેમને મુલાકાતનું માન આપયું હતું.

## ગાયકવાડનું પેનશન.

શેઠ દાદાભાઈ નવરોજજી આગળ વડોદરા રાજના દીવાન હતા. તેવણે

એ રાજ્યની તેમજ પોતાની જીંદગીમાં દેશની જે મહાન સેવા બજાવી હતી તેની પીછાનમાં નામદાર ગાયકવાડે તેમને રૂ. ૩૦૦ નું માસીક પેનશન આપતું કર્યું હતું.

## ૯૨ સાલગરેહ.

તા૦ ૪ થી સપટેમબર ૧૯૧૬ ને દીને તેમની ૯૨ મી સાલગરેહ બેઠી તેની મુબારકબાદી આપવાને અત્રેના ગુજરાતી સ્ત્રી મંડળ તરફનું ડેપયુટેશન સરેશતા મુજબ સવારના વેસાવા ખાતે તેમને બંગલે ગયું હતું અને ત્યાં લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસે એક માનપત્ર તેમને અરપણ કીધું હતું, તેમજ અત્રેની યંગ લેડીઝ હાઇ સકુલ તરફનું એક ડેપયુટેશન મુબારકબાદી આપવાને ગયું હતું. વળી ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળ તરફથી એક ખાસ સભા સાંજે ૫) કલાકે શેઠ દાદાભાઈની જયંતી ઉજવવાને અત્રેના વનીતાવીશ્રામના ઝવેરબાઇ હોલમાં લેડી લક્ષ્મીબાઇના પ્રમુખપણા હેઠળ મળી હતી અને એજ મુજબ મુંબઇના શહેરીઓની એક જાહેર સભા અત્રેના એમપાયર થીએટરમાં મી૦ ફઇઝ બદરૂદીન તઇયબજીના પ્રમુખપણા હેઠળ મળી હતી, જે વખતે શેઠ દાદાભાઇ જોગ મુબારકબાદી મોકલવાના ઠરાવો થયા હતા. શેઠ દાદાભાઈના પવીત્ર દીદારના દરશન લેવાને, તેમના હાથ પોતાની આંખોને ચાંપવાને માટે આ યુગમાં તેમને એક દેવતાજ લેખી તેમના તરફ ખરા ભકતીભાવ બતાવવાને શું પારસી કે હીંદુ કે મુસલમાન, શું શહેરી કે પરદેશી, શું મરદ કે સ્ત્રી અને બચ્ચા વટીક જાણે હરી ફાઇમાં ઉતરતાં.

## તેમના સંદેશાઓ.

જોકે શેઠ દાદાભાઇ વેસાવે આજ લગભગ એક દાહૅકો થયું એકાંતવાસ જીંદગી ગુજારતા હતા, છતાં તેવણ આપણી આસપાસ બનતા બનાવોથી બેખબર રહેતા ન હતા અને અગતયના મહાન બનાવો વેળા તેવણ પોતાની તરફના સંદેશાઓ ઘણીજ માઆકુળ ભાશામાં બહાર પાડવાને ચુકતા નહી. એવા અનેક સંદેશાઓ તેવણે દેશની એનારકી સંબંધી, હાલની ખુનખાર લડાઇ સંબંધી, માજી વાઇસરાય લોરડ હારડીંગના બેટાના મરણ વેળા તથા અનેક પ્રસંગે મોકલેલા નોંધાયા છે. લડાઈ વિષેના તેવણના સંદેસામાં જણાવવામાં આવ્યું હતું કે:—

"When the war is raging in Europe what is our Indians' place in it? We are a people of the Brilish Empire. Let us see what our duty and position is. If ever India expects to attain again her former glory on the advanced character and scale of modern civilization, of libetty, humanity, justice and all that is good, great and divine, it shall be at the hands of the British people as self-governing members of the British Empire. We are, above all, British citizens of that Great British Empire and that is at present our greatest pride. Britain is engaged in the present great struggle not for some selfish purpose, for extension of her own dominions and powers, but simply for keeping her word of honour and of righteously discharging a solemn

૭૧૩-૪



obligation for the peace and welfare of minor and weak powers. Fighting as the British people are at present in a righteous cause to the good and glory of human dignity and civilization and moreover being the beneficent instrument of our own progress and civilization, our duty is clear to do our everyone's earnest to support the British fight with our life and property. The British character is a great moral force and the civilization of the world owes much to the British genius and we, the Indians, owe much to the British people for benefits past as well as benefits to come."

## એલ. એલ. ડી.ની પદવી.

શેઠ દાદાભાઈ નવરોજજીને તથા મરહુમ સર ફીરોજશાહ મહેતાને એલ એલ. ડી. ની ડીગ્રી એનાયત કરવા માટે મુંબઇની યુનીવરસીટીએ એકમતે ઠરાવ કીધો હતો, પણ કમભાગયે સર ફીરોજશાહ મહેતાને તે લેવાને જીંદગીએ યારી આપી નહી, તયારે શેઠ દાદાભાઈને મુંબઈ યુનીવરસીટીના સર કાવસજી જહાંગીર હોલમાં ચેનસેલર લોરડ વીલીંગડન, તે મુંબઈના ગવરનરને હાથે, તે વેળાના વાઇસ-ચેનસેલર ડા૦ મેકીકનની દરખાસત ઉપરથી તા૦ ૨૮ મી જાનેવારી ૧૯૧૬ ના દીને ખાસ કોનવોકેશન ભરીએલ. એલ. ડી. ની પદવી બક્ષવામાં આવી હતી, જેની સનદ લેવાને એ નામદાર ખાસ વેસાવે વેરથી હાજર થયા હતા. તેમને વેસાવેથી મુંબઈ સવારે લાવયા હતા તે વેળા અત્રેના લોકોએ અનુપમ માન આપયું હતું અને તેમણે હીંદુસતાનની અને શાહનશાહતની જે સેવાઓ બજાવી હતી તેની આ ડીગ્રીથી અદના પીછાણ આપણા ઇલાકાના ચુનંદા કેળવાયલા મંડળે કરી હતી. એમનાઃ જેવડી ઉમરે કોઇને આવું માન મળયુ હોય એવું આપણ જાણતા નથી. તેવણ યુનીવરસીટી હોલમાંથી પાછા ફરયા તયારે તેમની પાછળ લોકોનું એક જબરૂં સરઘસ ગયું હતું અને મુંબઇના મોહલાઓમાં હજારોની સંખયામાં લોકોની ઠઠ બારીએ ભરાઈ આ દઇવીક શકતીવાળા એક પુજય હીરલાને જાતે જોઇ પોતાની આંખને મોજ આપવાને તતપર રહી હતી અને તે વેળા તેમને એક રાજવંશીને મળે તેવું મોટું માન આપયું હતું. એ દીનથી તેવણ ડા૦ દાદાભાઇ નવરોજી કહેવવા લાગયા, તો જોકે તે છતાં લોકોએ તો તેમના આ પ્યારા અને માનીતા મહાન દેશબંધુને દાદાભાઇનાં સાદાં નામ સાથજ બોલાવવાનું ચાલુ રાખયુ.

## તેમના મુદરાલેખ.

શેઠ દાદાભાઇએ પોતાની અરધી સદીની યશવંતી કારકીરદી મધે કેવી વળાણ અખતયાર કાધી હતી તેનું બયાન તેવણે ૧૮૯૫ ના સાલમાં વેલાતમાં છપાતાં ઇંડિયા ચોપાનયા મારફતે કીધું છે જેમા આપણી સનમુખ તેમના વિચારો આઇના મીસાલ ધરયા છે, તેવણ કદીપણ હારથી નીરાશ થતા નહી અને તેમનો મુદરાલેખ તેવણ જણાવે છે તેમ સબુરી અને ખંતનોજ હતોઃ—

Mr. Dadabhai Naoroji sends the following communication to

*India:"*—I have had nearly half a century of varied public and private life—political, social, educational, commercial, administrative, etc.—and I have had like every human effort, my successes and failures. But I have, I may say, never been either unduly elated by any success or depressed by any failure. In such a general wreck of the Liberal party I have suffered as one of them. But the only policy I have acted through life—the policy of "Go on, with patience and perseverance," whether successful or unsuccessful in any good cause—is the one upon which I shall act now as ever before. As long as I have health and opportunity of serving my country I shall continue to do so. This is the last work of my life, and I intend to go on with it. I mean, therefore, to try to get into the House of Commons again, as it is there that the battle of the grievances and necessary reforms of India, and the stability of the British Empire have to be fought.

The good of India is the good of the British Empire. The Indian question is of far wider importance than merely the interest of India. It is the question or the very existence, stability, and continuance of the British Empire. As my views on this great subject have been made public at various times and will have to be expressed yet many a time on more suitable occasions, I need not repeat them here beyond saying that vast and powerful forces are working and growing in India. . . ...

My countrymen in India need not be in any way discouragad by my defeat. The interest in Indian affairs has been gradually but surely (though slowly) increasing among the British people, and I shall always cherish the hope that the British people will some time see that their true interest consists in promoting the interest, contentment, and prosperity of India, and not in persisting in the unnatural present policy, which is gradually leading to the discontentment and continuous poverty of India."

શેઠ દાદાભાઇની ઉપયોગી મેહેનતુ જીંદગીનો હેવાલ બહુજ ટુંકમાં પણ આપયે તો તેથી એક મોટુ પુસતક થાય. તે અત્રે અતીશય ટુંકમાં આપવાની કોશેશ કરી છે. તેમની કેળવણી, સંસાર, વહેવાર મયુનીસાપલ, રાજદવારી, વીગેરે સબંધી અનેક પ્રકારની લડતોના પ્રકરણો આ કદારોની ટુકં હદમાં આપવું એ અશકય છે. તે કામ ભવીશના અનેક ગ્રંથકરતાઓ ઉપાડી લેશે. અત્રે તો માત્ર એટલુંજ જણાવીશુ કે શેઠ દાદાભાઇ જેવો બીજો નર હીંદ દેશ પેદા કરવાને ઘણા વરસો લેશે. "thou shalt not look upon his like again" આ બીનસવારથી દેશભકતની સાદાઇ ભલાઈ તથા નમનતાઈ અને તેમની નીતીવાન નીશકલંક જીંદગી વીશે જેટલું બોલ્યે તેટલું થોડુ છે હીંદની ઉંચામાં ઉંચી ખાણનું તેવણ એક ગવહરજ હતા. બલ્કે ઉપર કહયું તેમ હીંદનું કોહીનુરજ થઇ ગયા છે. હીંદના આ ભાગયશાળી બેટાએ ૯૨ વરસની વય સુધી અદાગ લડત જવાનીના જોમ સાથ ભારે ઉમંગથી ચાલુ રા-

ખી હવે તેવણ પોતાના પેદા કરનારને સુરખરૂ થઈ ભેટશે તેમને ફાળે પેલી જેહાનનું મોટામાં મેટું સુખજ હોવું જોઇએ.

## પુરવ તરફના સુરયનું ગુમ થવું.

પુરવ તરફના મુલકો તરફ સુરયનો પ્રકાશ પહેલો થાય છે, તેજ મુજબ આગલા જમાનામાં મહાન પેગમબરેનું મુળ પુરવ તરફના દેશામાંજ થયું છે. પુરવેજ મહાન ધરમોને જનમ આપયા છે. પુરવમાં પહેલા મહાન રાજયોની સથાપના થઈ, જેણે ધરતી ધ્રુજાવી અને ત્યાંનીજ એક શાહનશાહત તે આપણી ઇરાની શાહનશાહતે એકવાર પુરૂથવીના એક મોટા ભાગ ઉપર જીત મેળવી બળવાન રાજઅમલની સથાપના કાધી હતી. તેજ પુરવે અને હીંદુસતાને એક એવા જાતે નમાના, પણ કારયે મહાન નરને જનમ આપયો છે કે જેની જોડી લાંબા કાળ સુધી મળશે નહી એટલુંજ નહી, પણ જેની જોડી આજ સુધી જણાયલી પુરૂથવીમાં ઘણીજ જુજ મળશે. તેણે ઇંચેઇંચ પોતાનો ભોગ આપયો છે, તેણે પોતા કીમતીની જીંદગીની પળેપળ હસતે મુખડે પોતાની અને સેપાઓ આપણ પાછળ કાઢી છે. આગળ આ પુરવ દેશના ગગન મધેથી અનેક તેજસવી સેતારાઓ શું પણ બળવાન ગ્રહો ગુમ થયા હશે, પણ હાલ આકાશ મંડળમાંથી જાણે સુરયજ નાબુદ થયો છે, તેથી દુનયામાં હાલ તુરત જાણે અંધકાર વયાપી રહયો છે!

## ધાભાં વગરનો સુરય.

કાંઈ પણ કાળાં ધાભાં વગરજ સેવચ્છ નીશકલંક જીંદગી ભોગવી આ એક દેવતા સમાન મહાન આતમીક શકતી ગુમ થઇ છે. તેણે પારસીઓનેજ વહાલા કીધા ન હતા કે હીંદુઓનેજ નહી કે ખુદ જે પશચીમ તરફના પરદેશમાં તેણે પોતાનું માનીતું મથક દાહેકાઓ સુધી કીધુ હતું તેના લોકોની પોતાની કાધા હતા, પણ એ સરવને તે એકસરખા વાહલથી ચાહતો હતો, બલ્કે જે તેની નજરથી દુર તેને તો તેણે હઇડાંના નજદીક લેખયાં અને આ સરવ કોમનાઓએ તેમને માટે પણ એક ધારમીક વાહાલ બતાવયું. એ સરવેએ તેમને પોતાના પીતા બલ્કે દાદા ગણયા અને તેવાજ રીતનો તેમના તરફ ભકતીભાવ બતાવયો પણ હવે તે સદાનો આ દુનયા છોડી ગયો છે; તયાર બાદ તેના ગુણ કેવા ગવાશે તે હવે જોવાનું છે. સાંઇ ગયા પછીજ સાંઇની ખરી શરમ જણાઈ આવે છે. સાંઇએ તો પોતાની પરીક્ષામાં પોતાનું ગોહર બતાવી આપ્યું છે. હવે આપણ તેના પુજનારાઓએ તેની તરફની વફાદાર ફરજ બજાવવાની છે. જોઇએ હવે આ કસોટીમાં હીંદીવાનો કેવી રીતે પસાર થાય છે. જોઇએ હવે તે પવીત્ર આતમાનો રૂડો દાખલો કેટલા લે છે.

# સર નારાયણ ચંદાવરકરે મરહુમ મી૦ દાદાભાઇની કરેલી સ્તુતી.

સર નારાયણ ચંદાવરકરે ડુંગરવાડીની બંગલી આગળ ભેગી મળેલા દદ સનમુખ એક યાદગાર ભાષણ કરયું હતું. તેવણે બોલતાં જણાવયું કે "મારા દેશબંધુઓ, યા બીજા બોલોમાં કહુ તો હાલના હીંદના મહાન, મહાનમાં મહાન પુરૂશ દાદાભાઇ નવરોજીના બેટાઓ, આજે આખું હીંદ મરદો, પુરૂષો તેમજ બાળકો—સઘળી વરણના લોકો શહેરીઓ, ગામડ્યાઓ અને હીંદના ખુણે ખુણામાં વસનારાઓ આપણી યાદમાં હસતી ધરાવતી નહી હોય એવી ભારે ખોટ માટે હીંદ આગળ કદી રડયુ નહી હોય એવી રીતે શોકમાં રડે છે. હીંદના પહેલા સપુત, જેનામાં આપણે સરવથી સરસ હીંદી ચારીત્ર જોતા આવયા હતા, એટલુંજ નહી પણ જે ઉતમ ચારીત્રનું એ સવરૂપ હતું, તે નર આજે ગુમ થયા છે. તેનું માણુસાઈ શરીર આપણા વચેથી દુર થયું છે, તે પોતે ગયા છે, પણ તેની જીંદગીની હમેશની ખુબી અને ફોરતી અંત્રેજ રહેવા પામી છે અને તે હમેશ ગવાતી રહેશે. તે એટલે સુધી કે જ્યાં સુધી મનુશય જાત પ્રમાણીકપણું, સચાઇ અને સાદાઇ અને જાતીભોગના ગુણની વખાણ ગાશે તયાં સુધી તેનું નામ અમર રહેશે. દાદાભાઈ નવરોજી આપણને જણાયલા એકલા હીંદીવાન હતા કે જેવણ હીંદના "દાદા"–પોતાના દેશના પીતા–તરીકે ઓળખાતા હતા. તેમને કોણ ઓળખતું નથી? તેમને કોણ ચાહતું નથી? તેમની કોણ પુજા કરતું નથી? ભવીશયના સેતારા તરીકે તેવણે ૭૫ વરસની વાત ઉપર ધારમીક, સંસારીક અને રાજદવારી જીંદગીનો પાયો રચયો હતો અને ૭૫ વરસ દરમયાન પોતે જે બીયાં રોપયાં હતાં તેનાં ફળ ચાખયાં હત. તેવણે પહેલા પારસી બેરોનેટ સર જમશેદજી જીજીભાઇ તે મહાન પારસી કોમના અકાબરની મદદથી તે બીનાં વાવયાં હતાં. તેમની જીંદગીની આપણે તપાસ લઇ આપને તેમનો દાખલો લઇયે તો શું સંપુરણ ઈનસાફ અને સચાઈ સાથ એમ નહી કહી શકાશે કે તેમની કારકીરદી દરમયાન, તેવણે જે સઘળું કીધું, જે સઘળુ ખમયું, જે સઘળું શીખવયું તેમાં તેવણ અશો જરથોશ્ત પેગંબરના એક અવતાર જેવા હતા? તેવણ એક દેવતારૂપ હતા, કારણ તેવણ સાચા બોલનારા, સાચા વીચાર ધરાવનારા અને સાચા કામો કરનારા હતા. તેવણને એક બીજા જરથોસત તરીકે હીંદમાં મોકલવામાં આવયા હતા કે આપણા વચે સાચા વીચાર, સાચા બોલવાં અને સાચા કામોથી હીંદનુ ભવીશ સુધરે.

દેશબંધુઓ, માત્ર પારસી ભાઇઓજ નહીં પણ સઘળા વરણના લોકો દાદાભાઇને પોતાના તરીકે ગણતા હતા. તેમનું નામ આપણ દરેકની છાતીમાં કોતરાઈ રહયું છે. હાલના સમયે તેમના મરણથી એક સરવેથી મોટી ખોટ ગઇ છે. તેવણ ગુજર પામયા છે, છતાં તેમની યાદ કાંઈ ગુજર પામવાની નથી. જે સુરજ હીંદ ઉપર ૯૩ વરસ સુધી પ્રકાશયો તે સુરજ અસત પામયો છે, પણ હું કહુ છું કે તે બીજા અવતારમાં હીંદમાં ફરી ઉગવા અસત પામયો છે, કારણ દાદાભાઇ નવરોજી ભકતી ભાવથી આપણા વચે વસયા હતા અને કામ કીધું હતું, જે આપણાં વચે આપણને ધડો લેવા સમાન રહેવા પામશે. એટલા માટે આપણે છુટા પડયે તે આગમજ આપણે સોગંદ લેવા જોઇયે કે આપણે તેવણને પગલે ચાલવું તેમની માફક ભોગ આપવા, અને હીંદને ખાતર ભકતીભાવથી ધીરજથી કામ લેવું. એ મહાન નરના એ ગુણો પુંજવા સમાન હતા."

બાદ મીજલસ ધીમે ધીમે વીખેરાઈ હતી.

# મરહુમ ડા૦ દાદાભાઇ નવરોજજી એમ. પી. ની જાહેર જીંદગીનો હેવાલ.

“જયાં સુધી મને તંદરોસ્તી યારી આપશે અને મને તક મળતી રહેશે, ત્યાં સુધી મારા સ્વદેશની સેવા હું બજાવતોજ જઇશ. મારી જીંદગીનું એ સર્વથી છેલ્લું કામ છે અને તે હું ચાલુજ રાખીશ. આથી પાછો આમની સભામાં દાખલ થવાની હું તજવીજ કરનાર છું, કેમકે હીંદુસ્તાનની હાલત સુધારી બ્રીટીશ અમલ મજબુત કરવાની લડત ત્યાંજ લડવાની છે.”—(મી૦ દાદાભાઇ નવરોજજીનો સંદેશો, ઓગસ્ટ ૧૮૯૫.)

## સર્વથી મંહાન હીંદીવાન.

હીંદુસ્તાનનો સર્વથી મોટો, સર્વથી ભલો, સર્વથી વધુ ભોગ આપનાર મહાન નર—દાદાભાઇ નવરોજજી ગુમ થયો છે. જો કે આ દેશનો એ નામાંકીત વીરલો ૧૯૦૭ ના સાલમાં પોતાના હથીયારો દીવાલ ઉપરે ઓલવી પરવારી જઇ જરૂરી આસાયશ ભોગવવાને એકાંતવાસમાં પડયો હતો, છતાં તેવો એક નર જેણે પોતાની તમામ દેહ હીંદની સેવામાં કચડી નાંખી હતી અને જે જાતી સ્વાર્થ શું તે મુદલ સમજતો ન હતો, તે એક ખરો ભકત આ ધરતીપર હજી પડેલો હતો તેથી જાણે ધરતીમાતા પણ મગન મગન હતી અને સંતોષના સરોદ તેની તારીફમાં ગાતી. તે ધરતીમાતાએ પણ તેના ગુમ થવાથી આજે શોકનું કફન પહેરયું છે. આવા એક પવીત્ર વીચારો ધરાવનાર સપુતને આ હીંદમાતાએ સેંકડો વરસોવેર જન્મ આપ્યો ન હતો. તે હવે જો કે પોતાની પુરેપુરી ફરજ બજાવી અને તેના ઉપર બાંધેલી મોટામાં મોટી આશાઓ તરૂપ્ત કરી સદાનો ચાલી ગયો છે, છતાં તેનાથી છુટાં પડતાં આજે તેની નવ દાહેકા ઉપર કયારની જઇ પુગેલી પાકટ ઉમરે નીપજેલાં મરણથી તેના સાથ છુટાં પડતાં આપણી છાતી ભરાઇ આવ્યા વીના રહેતી નથી, અને એ ખરા હીંદ બચ્ચાએ દરેક જાત અને કોમને પોતાના ભાઇબંધ ગણી, તેના ઉપર એક સરખો પ્રેમ અને ચાહ રાખી તેની બની શકે તેટલી સેવાઓ સાત સાત દાહેકાઓ વેર રાત અને દીસ જયારે પણ તેની જરૂર પડી ત્યારે તેને અર્પણ કરી ફરજ વીષે એવો મોટો ખ્યાલ આપ્યો છે કે જેવો ખયાલ આગલા જમાનામાં જવલેજ ધરાવવામાં આવયો હોય. મુંબઇ શહેર ચઢતીમાં આવવાની શરૂઆત તેના વેપાર રોજગાર સાથ તેમાં ઉંચી કેળવણીનો બી રોપવાથી થઇ છે; તે રોપણીનું એક સુંદરમાં સુંદર ફળ જે પહેલું ઉગી નીકળયું તેણે આજવેર આપણને પોતાનો સ્વાદ ચખાડી તરૂપ્ત કીધાં હતાં. તે હવે હંમેશની ફુલ વાડીમાં જઇ પડયું છે. જો કોઇએ પોતાના દેશ માટે વધુ ભોગ આપ્યાં હોય તો તે દાદાભાઇ નવરોજજી છે. જો કોઇએ પોતાના દેશની લડત ચલાવવાને દાહેકાઓ સુધીનો દેશવટો ભોગવ્યો હોય તો તે દાદાભાઇ નવરોજ છે. જો કોઇએ પોતાની જીંદગીનો મોટામાં મોટો ભાગ જાહેર જીંદગીને અર્પણ કીધો હોય તો તે પણ દાદાભાઇ નવરોજજી છે. જો કોઇ પણ હીંદીવાને બ્રીટીશ શહેનશાહી પાર્લામેંટના દરવાજા વરસોવેર ઠોકી આખરે તેમાં બેઠકનું માન બ્રીટીશ રઇયતના પ્રતીનીધી તરીકે ચુંટી કઢાઇ પહેલવહેલું મેળવયું હોય તે પણ દાદાભાઇ નવરોજજી છે. કોઇને સ્વપ્ને પણ આગળ ન હતું કે એમ બ્રીટીશ પાર્લામેંટમાં બ્રીટીશ રઇયતના ચુંટી કાઢેલા પ્રતીનીધી તરીકે એક હીંદીવાનને હીંદીવાનોની જીકરો ચલાવવા તથા તેમના લાભો સાચવવાને મોકલી શકાશે, તે કામ એ અતી ખંતીલા અને ધીરજવાન પારસી બચ્ચાએ કરી બતાવ્યું છે. તેણે સુધારા અને વધારાનેજ પોતાનો મુદરો લેખ બનાવયો હતો અને તે ખૂંત અને ધીરજનોજ વાવટો સદાનો ઉડતો રાખતો હતો. એવા એક મહાન નરની તારીફ યોગ્ય શબ્દોમાં કરવી મુશકેલ છે. તેની જીંદગીના હજારો ગુણ

વંતા અને ફુલવંતા બનાવોનાં વર્ણન કરનારી ડજનબંધ ચોપડીઓ હવે નીકળશે. તેટલાં આ તેના મોતના અચાનક હીંગામ ઉપર તેનાં બનાવોના માત્ર ટુંક ઇશારાજ આપવા ઉપર સંતોષ પકડવો પડે છે અને તે જેટલા અધુરા તેટલા અપુર્ણું છે એમ. માની લેવું.

## વીયોગનો વીલાપ.

નવ દાહેકાની લાંબી ઉમર જે તેવણે ગુજારી છે તે તેમની ઉ-તમ જીદગીનું લાયક ઇનામ લેખી શકાય. તેમની લાંબી જીંદગીથી એક રીતે આપણને સંતોષ લેવાનો છે, તોપણ તેથી કાંઇ આપણી દલગીરી તે ખતમ થવા માટે ઓછી થતી નથી, બલ્કે એક રીતે જોતાં વધે છે. જેમ પરીચય લાંબો તેમજ છુટા પડવું વધુ ભારે લાગે, જેમ વધુ મેળાપ તેમજ વધુ વીયોગનો વીલાપ લાગે છે અને તેજ રીતે જોતાં હાલ આવાં એક ધરતી શોભાવનારા નરથી છુટા પડતાં આપણી લાગણી તુર્તકાળ ધાઇ આવે છે. ડા૦ દાદાભાઇ નવરોજજી આ દુનીયામાં એક અતીશય જશવંતી અને અતી મહાન કાર્યોને અર્પણ કીધેલી પોતાની કીંમતી જીંદગીનો લાહવો ચાખવા આ હાડમંદ દુન્યાને સદાની છોડી ગયા છે.

આગલા જમાનાના ઘણાક મહાન પુરૂષો તેમના અદભુત પ્રાક્રમથી પાછલા જમાનામાં દેવતા લેખાવા લાગ્યા છે. તેવામાંનાજ તેવણ એક માનસાઇ રૂપે દેવતા લેખાશે. ગરીબ તે સદા ગરીબ રહેતા નથી, ગરીબને ત્યાં કાંઇ ગરીબડાજ નાના નાના નસીબના પુત્ર જન્મતા નથી, એ સંતોષ કુદરતના ચમત્કારોથી મળે છે, તેવોજ આ એક નાનકડાં કદના સાદા દેખાવના ગરીબાઇમાં ઉધરેલા પણ ગોરા અથોરનાનઝાદાની જીંદગીના દરેક ચહડતા સફાના અભયાસથી મળે છે.

## તેમનો જન્મ.

શેઠ દાદાભાઇનો જનમ રોજ ૭ મો અમરદાદ માહ ૧૨ મો અસપંદારમદ યઝદેજરદી સને ૧૧૯૪ ને વાર રવેઉ (૨ જો શ્રાવણ વદ ૭ સંવત ૧૮૮૧, સાકે ૧૭૪૭, મોરહમ તા૦ ૨૦ મી ૧૨૪૧ હેજરી) તા૦ ૪ થી સપટેમબર ૧૮૨૫ ઇસ્વીને દીને થયો હતો.

## શેઠ દાદાભાઇની જન્મભુમી.

જો કે સાધારણ રીતે એવું મનાતું હતું કે આ દોરડી ખાનદાનના ગોચાકરા અથોરનાનઝાદાનો જનમ નવસારી ખાતેજ થયો હતો પણ તે બીના ખરી નથી. શેઠ દાદાભાઇએ પોતે જણાવેલું છે કે મારો જન્મ મુંબઇમાં થયો હતો તેથી હવે એ વાતમાં કશો શક રહેતો નથી. એતો એવા એક મહાન પુરૂષની જન્મભુમી તરીકે જેમ બને છે તેમ અનેક મથકો દાવો કરવા નીકળી પડશે. કવી હોમરની જન્મભુમીનું માન સાત સાત મથકોએ માંગ્યું હતું તેજ મુજબ, આ પુજય યશવંતા મહાન પુરૂષની જન્મભુમી વીષે અનેક દાવાઓ ઉભા થાય તેમાં શી નવાઇ ?

શેઠ દાદાભાઇનો જનમ મુંબઇ મધે માંડવી બંદર તરફ ખડક આગળના એક નાનકડાં સાધારણ તે વેળાના અંધારાં ઘરમાં તેમનાં માતોશ્રી માણેકબાઇને પેટે થયો હતો. તેમનું પાછલું રહેવાનું મકાન ખેતવાડીની ચોથી ગલીનું પહેલું ઘર હતું કે જે ઘર હાલ પેલાં શહેર સુધારક ત્રસ્ટે ભાંજી નાંખી ત્યાં રસ્તો કીધો છે. એજ ઘરમાં આપણા આ ભાગ્યશાળી શેઠે પાછળથી લાંબો વખત વસવાટ કીધો હતો અને એજ તે નાનકડું બેઠું ઘર હતું કે જયાં તા૦ ૩ જી ડીસેમબર ૧૮૯૩ ના યાદગાર દીવસે પાર્લામેંટની સભામાં બીરાજમાન થવાનું અનુપમ માન પામી આવેલો આ દીંદીવાન વીરલો એક રાજવંસીની જીંદગીની હોંષ પુરી પાડે એવાં એક ઠાઠમાઠવાળા સરઘસની આગલી હરોલમાં (સર દીનશા વાચ્છા જેવાની કોચબોક્ષ ઉપરની બેઠકના દેખાવ સાથ) આવી ઉતર્યા હતા. તેના હેઠળના ભાગને એક ભકતીભાવના જોશમાં આવેલા દેશબંધુઓની ઠઠે એવો ધમધમાવ્યો હતો કે જેથી તે અસલી ઇમારતની ધ્રુજતી આ તે વેળાની જવાન આંખોએ જાતે નીહાળી હતી.

## તેમના વડવાઓનું દોરડી કુટુંબ.

શેઠ દાદાભાઇ નવસારીના ભગરસાથના અથોરનાન ઝાદાં હતા અને કાકા પાવણુની પોલથી ઉતરી આવ્યા હતા. તેવણનું કુટુંબ દોરડીની અટક ધરાવતું હતું. તેમના પીતા નવરોજજી પાલનજી દોરમજજી ફરામજી બયાજી નામના હતા. તે વખત કેવાં નામો ગોચાકરા પારસીઓમાં હતાં તે

આ ઉપરથી જણાશે કે છેલ્લા શેઠ બચાજીના બાવા મેહેરનોશ દારાબ બરજોર ચાંદજી હતા અને આ છેલ્લાથી દોરડી ઓલખ પડેલી દીસે છે.

મજકુર ચાંદજી ઇ. સ. ૧૬૭૫ માં થઇ ગયલા કહેવાય છે. તેમના વડવા કામદીન બીન વાચ્છા બીન પાહલન બીન આનના હતા.

## દોરડી અટક.

મી૦ સો. મ. દેશાઇ પોતાના "પારસી વીષયો"માં જણાવે છે કે દોરડી અટક એમ પડી કે કેટલાક મોબેદો નવસારીમાં ખાવાપીવા સારૂં વાડીએ ગયા હતા. તેમાં દોરડી ખાનદાનના એક મોબેદ બેહેરામજી મેહેરનોશજી અસુરેથી આવીને અહીંતહીં શરમના મારયા ભરાયા કીધા ત્યારે દોસ્તોએ ટકોર કીધી કે "દોરડીની કાની અમળાયા,શાના કરોચ"? તેઉપરથી એ અટક પડેલી છે. મરહુમ એરવદ દાદાભાઇ ખરશેદજી દોરડીના જણાવયા પ્રમાણે એ અટક ઇ. સ. ૧૭૬૪ માં પડી હતી. ઉપલુ મુળ કદાચ ખરૂં હોય પણ જે સાલ અને જે મોબેદ વીષે તે જણાવી છે તે ખરાં લાગતાં નથી.

## દીલ્લીના પાદશાહ તરફની ભેટ.

મજકુર ચાંદજીના ભત્રીજા અંધીઆરૂ હોશંગ રાનજી કરી હતા તે ઇ. સ. ૧૬૧૯ માં દીલ્લીના પાદશાહ જાંહગીરની દરબાર માં ગયા હતા, અને તેણે મોગરાના અત્તરની એક બરની પાદશાહને ભેટ કરી હતી જે ઉપરથી પાદશાહે ખુશી થઇ તેમને નવસારી કસ્બા મધ્યે ૧૦૦ વીંઘા જમીન વંશપરંપરા ભેટ આપી અને એમને મુલ્લાં જામાસ્પ નો ખેતાબથી નવાજયા. તેમનાજ એક નબીરા અંધીઆરૂ શોરાબજી બરજોરજીને નવસારીમાં 'દાકેઅ' કહેતા હતા અને તેવણના નબીરા આ. એદલજી નવરોજી કરી પ્રખયાત દેસાઇ ખુરશેદજી તેહમુલજીના સસરા થતા હતા. મજકુર શોરાબજીના બીજા ભાઇ આ. દોરાબજી બરજોરજી 'દોરડી' ની અટકથી ઓલખાતા હતા કે જે વંશમાં શેઠ દાદાભાઇ નવરોજી હતા.

## તેમના માતપીતા.

અંધીયારૂં નવરોજજી પાહલનજી દોરડી દાદાભાઇને ૪) વર્ષની નાની ઉમરે મુકી ગુજરી ગયા હતા માટે તેમને પાલવાનો બોજો (સર .શાપુરજી ભરૂચાની માફક) તેમના માતાજીને માથે પડયો હતો અને તેવણેજ તેમની બરદાસ્ત કીધી હતી. શેઠ દાદાભાઇના માય બાઇ માણેકબાઇ તા૦ ૨૫ મી મે ૧૮૮૧ (રોજ ૭ મો માહ ૯ મો ય.ઝ. ૧૨૫૦) ને દીને અત્રે ગીરગામ ખાતે ૯૯ વરસની ઉમ્મરે ગુજરયાં હતાં.

## તેમનું બચપણ.

નાનો દાદી જયારે ૧૦ વરસની ઉમ્મરનો થયો ત્યારે તેને અત્રેની સરકારી ઇંગ્રેજી ની શાળમાં મુકવામાં આવયો હતો, અને ત્યાં તેણે પોતાના ગોરા દીલજીત ચેહરા અને નાનકડાં કદને લીધે તેમજ મોહડેના હીસાબ મેધેની હાજર જવાબીથી સર્વનું ધ્યાન ખેંચ્યું હતું.

## નાનકડા દાદીએ ઇનામ કેમ મેળવ્યું?

એવું કહેવાય છે કે એક વેળા ઇંગ્લીશ વીભાગમાં દાદીના કલાસના એક નાનકડા છોકરાએ મ્હોડેના હીસાબમાં ઇનામ મેળવયું પણ તે આંક મહોડે ભરડવાથી હતું, આથી જયારે જાહેર ઇનામનો મેળાવડો થયો ત્યારે આ છોકરો લઠડી પડયો તેનો લાભ લઇ નાનો "દાદી" પોતાની બેઠકથી આગળ વધયો અને ઇનામ જીતી ગયો. એ ઇનામ તેણે કેવા સંજોગો વચ્ચે જીત્યું તે વીષે મીસીસ પોસ્ટનસ નામની મડમ પોતાના 'વેસ્ટર્ન ઇંડયા'માં ઇશારો નીચલા શબ્દોમાં કરે છે. તેણી કહે છે કે "તે નાની ચળકતી આંખોવાળો એક નાનકડો બચુકલો હતો કે જેણે મારૂં ખાસ ધયાન ખેંચયું. જેવો વર્ગમાં એક સવાલ પુછાતો તેવો તે ઝડપથી બીજાઓ કરતાં એક પગથીયું આગળ વધતો અને ઉંડા ગંભીર વીચારથી પોતાના કપાળની કરચલીવાળી, હોઠ ઉંઘાડા મુકી શીક્ષક આગળ પોતાની આંગલી આતુરતાથી ઉંચકી પોતાની ખાસ રીતીથી ગુપચુપ પણ ઝડપથી પોતાનો દાખલો કરી ઘણીજ ચપલતાથી પોતાનો જવાબ બોલી જતો. આ પોરયામાં બીજાઓથી આગળ વધી જવાનો ઉમંગ જણાતો હતો અને તેની મગજશકતી

તેને સારૂં ઇનામ મેળવી આપવાની ઉમેદો ઉભી કરતી હતી."

## કોલેજ.

સરેસ્તા મુજબ તેમને એલફીનસ્ટન ઇનસ્ટીટયુટના સ્કુલ વીભાગમાંથી કોલેજ ખાતાંમાં ચહડાવામાં આવયા હતા અને સ્કુલ માફક કોલેજમાં તેવણે ઇનામો અને સ્કોલરશીપો મેળવયાં હતાં.

## નાવર.

દાદાભાઇ ૧૪ વરસના હતા ત્યારે તેમને અત્રે વહાદથાના આતશબહેરામમાં નાવર કરવામાં આવયા હતા.

તા૦ ૨૦ મી માર્ચ ૧૮૪૧ એ દીને શેઠ દાદાભાઇને અત્રેની એલફીનસટન ઇનસ્ટીટયુટ તરફથી "કલેર સ્કોલર"ની પદવી મળી હતી.

તા૦ ૩ જી જાનેવારી ૧૮૪૩ ને દીને શેઠ દાદાભાઇને ૧૮૪૨ ના સાલમાં ખુલેલા 'નોરમલ સ્કોલર' ના વરગમાં દાખલ કરવામાં આવયા હતા અને તેમાં તેવણ ફતેહમંદીથી પસાર કરયો હતો.

## ચીફ જસ્ટીસે તેમનો અરધો ખરચ અપાવાની કરેલી માંગણી.

૧૮૪૫ માં શેઠ દાદાભાઇને વેલાત બેરીસ્ટર થવા માટે મોકલવા સારૂં અત્રેના દીલસોજ ચીફ જસ્ટીસ સર અર્સકીન પેરીએ ભલામણ કરી તે માટેનો અરધો ખરચ પોતાની ગીરેથી આપવા માગયો અને બાકીનો અરધો પારસી શેઠીઆઓને આપવા કહયો. તેની થોડુંક આગમજ પારસી છોકરાઓ મુંબઇમાંજ ખ્રીસ્તી સ્કુલમાં જવા લાગયા હતા તેમાનાં બે ખ્રીસ્તી થયા હતા તેથી શેઠીયાઓ ડરી ગયા કે રખેને વેલાતના કેળવણી ખાતામાં દાદાભાઇ શીખી જહદી જાય અને તેથી આ વીચાર માંડી વાળયો. છતાં તેવણ ધારાના હીમાયતીને હદાને એવી ચીવદાઇ અને કાબેલ્યતથી પોતાના દેશના લાભોની હીમાયત કરી શકતા હતા.

તેવણ આસરે ૨૧ વરસના થયા તયારે એટલે ઇ. સ. ૧૮૪૭ ના સાલમાં તેમની અત્રેની એલફીનસ્ટન ઇનસ્ટીટયુશનના એક શીક્ષક તરીકે નેમણુંક થઇ હતી.

## એલ્ફીનસ્ટન પ્રોફેસરશીપની સ્થાપના.

એલ્ફીનસ્ટન પ્રોફેસરશીપની ૧૮૨૭ માંજ અત્રે ગવરનર માઉન્ટ સ્ટુઅર્ટ એલફીનસ્ટની યાદગારી જાળવવા માટે સ્થાપના થઇ હતી અને તે વખતે નવાઇ હતી કે એવો વખત કયારે આવશે કે જયારે એક હીંદીવાન પોતે એ ઉંચા માનને લાયક થાય.

## સ્ટુડંટસ લીટરરી સોસાયટી.

તા૦ ૧૩ મી જુન ૧૮૪૮ ને દીને શેઠ દાદાભાઇના પ્રમુખપણા હેઠળ અત્રેના દેશીઓમાં ઇંગ્રેજી જ્ઞાન ફેલાવવા માટેની 'સ્ટુડંટસ લીટરરી એંડ સાયંટીફીક સોસાયટી' ની સ્થાપના થઇ હતી અને એ સોસાયટીની એ દીને એલફીનસ્ટન ઇન્સ્ટીટયુશનમાં મળેલી સભામાં શેઠ દાદાભાઇના પ્રમુખપણા હેઠળ તે માટેના કેટલાક કાયદા મુકરર કરવામાં આવયા હતા. પ્રથમમાં ઉપલી સોસાયટીની કમીટીના એક સભાસદ તેમજ ખજાનચી તરીકે શેઠ દાદાભાઇને ચુંટી કાઢવામાં આવ્યા હતા.

તા૦ ૨૪ મી આગસ્ટ ૧૮૪૮ ને દીનથી શેઠ દાદાભાઇએ ઉપલી સોસાયટી' તરફથી મુંબઇમાં જુદે જુદે ઠેકાણે સ્થાપવામાં આવેલી સ્કુલો મધેની બહારકોટ ખાતેની સ્કુલમાં (શેઠ એદલજી નશરવાનજી માસ્તર સાથે) ઓનરરી ટીચર તરીકે જાહેર પ્રજાની કીમતી સેવા બજાવી હતી. તેમજ શેઠ દાદાભાઇ મજકુર સોસાયટીની કોટ મધેની છોકરીઓની સ્કુલમાં શેઠો નવરોજી ફરદુનજી અને કાવશજી શાપુરજી મહેતા સંગાથે દર અઠવાડયે એકવાર જઇ ઇનસપેકટર તરીકે છોકરીઓની શાલાની તપાસ રાખતા હતા. ત્યાર બાદ મજકુર સોસાયટી તરફની છોકરીઓની શાળામાં પાઠો કરાવવાની લાયક ચોપડીઓ અને પુસ્તકો રચવા માટેની કમીટીમાં તા૦ ૧૫ મી સપટેમ્બર ૧૮૫૧ ને દીને શેઠ દાદાભાઇ-(બીજા ૧૫) પારસીઓ તથા બે હીંદુઓ જોડે એક સભાસદ તરીકે નેમાયા હતા. અત્રેના પારસીઓએ સ્ટુડંટસ લીટરરી સોસાયટી સાથે ઘટતા બંદોબસ્ત કરી શેઠ સોહરાબજી શાપુરજી બંગાલીની આગેવાની હેઠળ જરથોસ્તી છોકરીઓને પારસીઓને ખરચે આલાહેદી કેળવણી આપવા માટે એક મંડળી ઇ. સ. ૧૮૫૭ માં ઉભી કરી હતી. એ મંડળીના શેઠ દાદાભાઇ તા૦ ૧૦ મી

એપ્રેલ ૧૮૭૬ ને દીને ઓનરરી મેમ્બર ત રીકે ચુંટી કાઢાયા હતા.

## જ્ઞાન પ્રસારક ચોપાન્યું.

'સ્ટુડંનસ લીટરરી સોસાયટી"ની શરૂઆ તથી શેઠ દાદાભાઇ એ મંડલીની કમીટીના એક મહેનતુ સભાસદ હતા તેમજ પ્રથમ માં શેઠ દાદાભાઇએ મજકુર કમીટીની સુધ લી સભાઓમાં પ્રમુખપદ ચલાવયું હતું. બાદ એ મંડળી તરફથી ઇ, સ. ૧૮૪૯ ના માસ જુલાઇથી ઇ. સ. ૧૮૬૭ ના માસ ડીસેમબર સુધી "જ્ઞાન પ્રસારક" નામે એક ચોપાનયું નીકળતું હતું જેમાં અધીપતી તરીકે શેઠ દાદાભાઇ પોતાની કીમતી મદદ આપવા ઉપરાંત એ ચોપાનયામાં લખનારા ઓને દર માસે રૂ. ૨૦ ની રકમ આપ તા હતા.

## જાહેર જીંદગીનું મંડાણ.

દાદાભાઇ નવરોજી જે રાજદવારી કીર્તી ભોગવે છે તેનું મંડાણ ૧૮૫૧ માં મુસલમાનોએ કરેલાં હુલ્લડની વખતે સર વેને વાહાલા "દાદાભાઇ માસ્તરે" બાહાર કોટના પોતાના હમવતીઓને આપેલી મદદ અને સેવામાં જોઇએ છઇએ.

## હુલ્લડ વેળાની મદદ.

તા૦ ૧૭ મી અકટોબર ૧૮૫૧ ને દીને થયલાં પારસી મુસલમાન હુલ્લડ વેળા પારસીઓએ પોતાના બચાવ માટે સરકાર પાસે મદદ માગવાની એક અ રજ શેઠ દાદાભાઇ પાસે લખાવી હતી. તે ઉપરાંત તે વખતે ઉભા કીધેલાં બચાવ ફંડ ની રકમ શેઠ દાદાભાઇને નામે બેંકમાં રા ખવામાં આવી હતી.

## ફ્રામજી કાવસજીની યાદગારી.

તા૦૨૨ મી સપટેમબર ૧૮૫૧ ને દીને 'સ્ટુડંન્ટસ લીટરરી સોસાયટી"ના એક મુરબી મરહુમ શેઠ ફ્રામજી કાવશજી બનાજી ની યાદગારી કાયમ રાખવા માટેની સર કારને અરજ કરવા મળેલી સભામાં શેઠ દાદાભાઇએ સુશોભીત જુસ્સાદાર ભાષણ કર્યું હતું. બાદ મજકુર સોસાયટી તરફથી સરકારમાં ઉભલી અરજ કરવા બા બના સંદેશા મલાવવાની કમીટીમાં શેઠ દાદાભાઇની નેમણુંક થઇ હતી.

## પહેલવહેલા પ્રોફેસર.

તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૫૧ ને દીને અત્રેની એલફીનસ્ટન કોલેજના 'એસીસટંટ પ્રોફેસર' તરીકે શેઠ દાદાભાઇ નવરોજીને 'બોર્ડ ઓફ એજયુકેશન' તરફથી નેમવામાં આવયા હતા. તેવણ અહીંજ નહીં પણ આખા દેશમાં પહેલાંજ હીંદીવાન હતા કે જેમને પ્રોફેસરની ખુરસી મલી હતી અને પાંચ વરસ વેર એ ઓધો તેવણે ભોગવ્યો હતો. તા૦ ૧૦ મી અકટોબર ૧૮૫૨ ને દીનથી તેવણને એલફીન્સ્ટન કોલેજના ગણીત શાસ્ત્ર અને કુદરતી વીદયાના આકટીંગ પ્રોફેસર તરીકે બોર્ડ ઓફ એડયુકેશને નેમ્યા.

ઉપલેજ વરસના ડીસેમબર માસમાં પ્રો ફેસર તરીકે તેમની જાથુકની નેમણુંક થઇ.

## શેઠ ફ્રામજી કાવસજી પ્રાઇઝ બાબે ગોઠવણ.

મરહુમ શેઠ ફ્રામજી કાવશજીએ પોતા ની જીંદગીમાં મુંબઇ ઇલાકાની કેળવણી પાછળ જે મહેનત લીધી હતી તેની યાદ કાયમ રાખવા અત્રેના એલફીનસ્ટન કોલેજ નાં આગલા તેમજ તે વેળાના વીદયારથી ઓની એક સભા મળી હતી અને મજકુર સભાએ પોતપોતામાં ઉઘરાણું કરી તે માંથી 'ફ્રામજી કાવશજી પ્રાઇઝ' સ્થા પયું હતું. આ પ્રાઇઝ સ્થાપવાની સરનશી નની સુચનાને શેઠ દાદાભાઇએ ટેકો આપ યો હતો અને એ પ્રાઇઝ બાબેની ગોઠવણો માં તેમનો મુખય હાથ હતો.

## રાહનુમાયે માઝદયસ્નાન સભા.

તા૦ ૩ જી આગષટ ૧૮૫૧ ને દીને જર થોસ્તીઓમાં જુદદીનોની કેટલીક વહેમી ર સમો ચાલતી તે દુર કરવા કરાવ વા માટે 'રાહનુમાયે માજદયસ્નાન સભા' સ્થાપવામાં આવી હતી મંડલીની પહે લી સભા એ દીને શેઠ નવરોજી ફરદુનજીના પ્રમુખપદ તળે મલી તે સભામાં શેઠ દાદા ભાઇ નવરોજીને એસીસટંટ મુનશી અને મંડલીના એક કારોબારી સભાસદ તરીકે ઠરાવયા હતા અને તેવણે ૧૮૫૨ ના સા લમાં મજકુર મંડલી તરફથી "પંચાએતના અકાબર સાહેબોએ રવાન તથા લગન ખર્ચ કમી કરવા વીશે આગલ શું શું કોશેશ કીધી છે તથા આપણી ફરજીઆતો શું છે"

એ બાબદ ઉપર એક ઉતમ અને રસીલું ભાષણ આપ્યું હતું.

તા૦ ૯ મી સપટેમબર ૧૮૫૪ ને દીને 'રાહનુમાએ માજદયસ્નાન સભા' તરફથી એક લખાણ કરવામાં આવયું હતું જેનો સાર એ હતો કે "મુકતાદના પવીત્ર દીવસોમાં બેહડાં ખુહડી, ફુલ્લાં ડોબરાં વીગેરે માચી ઉપર ગોઠવી તેનો સેજદો કરવો તથા તેના રૂબરૂ જરથોસ્તી પાક કલામો પઢવા યા પઢાવવા તથા રવાનોના નામે મીઠાઇ મેવાના મીષ્ટાનો કરી બહાર વહેંચવા વીગેરેનું કશું ફરમાન જરથોસ્તી ધર્મમાં રવા જણાતું નથી માટે તે તલક કરવા કરાવવાં જોઇએ. ઉપલી બાબદના લખાણ ઉપર સંખયાબંધ જરથોસ્તીઓની સાથે શેઠ દાદાભાઇએ પણ પોતાને નામની સહી કરી હતી. ઇ. સ. ૧૮૬૯ ના સાલમાં મુંબઇના લોકો તરફથી 'રાહનુમાએ માજદયસ્નાન' સભાએ શેઠ દાદાભાઇને એક ટેસ્ટીમોન્યલ આપવામાં આવયું હતું. તેમાં એ સભાના ફંડમાં રૂ. ૨૦૦)ની રકમ લોકોએ શેઠ દાદાભાઇ તરફના માનદાખલ ભરી હતી.

## રાસ્ત ગોફ્તારના અધીપતી.

૧૫ મી નવેમબર ૧૮૫૧ ને દીનથી શેઠ ખુરશેદજી નશરવાનજી કામાજીની છપામણી સંબંધી ખર્ચની સહાયતાથી શેઠ દાદાભાઇએ 'રાસ્ત ગોફતાર' નામનું પખવાડીક પત્ર બહાર પાડયું તેમજ શેઠ દાદાભાઇએ છેક શરૂઆતથી તે ઇ. સ. ૧૮૫૨ ના આગસ્ટ માસ સુધી વગર પગારે તેનું અધીપતીપણું ભોગવયું હતું.

## નીરંગ વીષે તકરાર.

દસ્તુર દાવરો અને નામીચા જરથોસ્તીઓ વચ્ચે બામદાદ વેળા નીરંગ લેવી યા નહી તેના સંબંધમાં અરસપરસ વીરૂધ લખાણો રાસ્ત ગોફતારમાં થતાં હતાં તે બંને પક્ષોને શેઠ દાદાભાઇએ તા૦ ૧૩ મી જુન ૧૮૫૨ ને દીને પોતાના રાસ્ત ગોફતાર પત્ર સાથે ૨૪) પાનાની ચોપડી વહેંચી જવાબો આપ્યા હતા અને એવીજ રીતે ઉઠેલી બીજી તકરારમાં ૧૮૫૩ ના સાલમાં ૩૦) સફાના પુસ્તકમાં શેઠ દાદાભાઇએ બંને પક્ષોને જવાબો આપ્યા હતા અને એ રીતે એ તકરાર તે પછીના લગભગ બે વરસ સુધી ચાલુ રહી હતી.

## સાસાન્યન પાદશાહોની તખતી નો તરજુમો.

૧૮૫૩ માં ઇરાન મધે 'તખતે જમશીદ'થી ૬૦ માઇલ દુર આવેલા 'નકશે રૂસ્તમ'ના પહાડની પડોશમાં 'હાજી આબાદ' નામના ગુફાની અંદર સાસાન્યન પાદશાહોના વખતની કોતરેલી એક તખ્તીની નકલ તે વખતનો નામીચો મુસાફર સર આર. કે. પોસ્ટર લાવ્યો હતો. તેનો ઇંગ્રેજીમાં ખરો તરજુમો કરવા બાબે અત્રેના વીદવાનોમાં ભારે તકરાર ચાલી અને અત્રેના જામે જમશેદ અને સમાચાર પત્રમાં અરસપરસ ભારે જુમબેસો એ તરજુમા બાબે થઇ હતી. ઉપલી બાબદનો નીવેડો લાવવા માટે અત્રેની 'બોંબે બ્રાંચ ઓફ ધી રોયલ એશીયાટીક સોસાયટીની' એક સભા મળી હતી જે સભાનો રીપોર્ટ લખી પ્રજામાં જાહેર કરવાના કામમાં બે યુરોપીયન તથા બે જરથોસ્તીઓ મધે શેઠ દાદાભાઇની પણ નેમણુક થઇ હતી.

## ઇરાનના જરથોસ્તીઓ.

તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૫૫ ને દીને ઇરાન મધેના જરથોસ્તીઓની હાલત ઉપર દેખરેખ રાખવા અને યઝદ મધેના દોખમાની મરામત વીગેરે કરવા બાબે એક સભા મળી હતી. મજકુર સભામાં શેઠ દાદાભાઇ ઉપર ઇરાનથી મરહુમ શેઠ માણેકજી લીમજી હાંતરીઆએ જે જે કાગજો લખયાં હતાં તે સર્વ તેમની એલતેમાસથી શેઠ દાદાભાઇએ વાંચી સંભળાવયાં હતા.

## યુરોપના જરથોસ્તીઓનું ફંડ.

ઇંગલાંડ મધે જરથોસ્તીઓની સંખયા વધવાથી ત્યાં એક જરથોસ્તી ફંડની જરૂર જણાઇ હતી. જે ઉપરથી લંડન મધે શેઠ મંચેરજી હોરમસજી કામાજીના ડેવનશાયર મધેના ઘરમાં ૧૮૬૧ માં એક સભા મલી હતી, અને ત્યાં "યુરોપના જરથોસ્તીઓનું એક ધર્મનું ફંડ" એવા નામથી એક ફંડ સ્થાપવા તથા તેને લગતા કાયદાઓ નક્કી કરવામાં આવયા હતા. એ ફંડનાં ૪ ટ્રસ્ટીઓમાં શેઠ દાદાભાઇ એક હતા અને તે સાથ તેવણ તેની કારોબાર મંડળીમાં જોડાયા હતા.

ઉપલુ ફંડ ૧૮૬૧ માં સ્થાપવામાં આ

વયું હતું તેના શેઠ દાદાભાઇ એક જોડયા સેક્રેટરી હતા. તેમજ એ ફંડને શેઠ દાદાભાઇએ ૧૩૪ પાઉંડની રકમ બક્ષેસ કરી હતી.

## સંસ્કૃત કેતાબખાનાને ઉતેજન.

અત્રેની એલફીનસ્ટન કોલેજ મધે સંસ્કૃત ભાષાનું એક લાયક કેતાબખાનું ઉઘાડવાના ફંડમાં શેઠો દાદી બેહેરામજી બનાજી અને ધંનજીભાઇ ફરામજી પટેલ સાથે મલી તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૬૪ દીને શેઠ દાદાભાઇએ સારી રકમ ભરી એ કામને ઉતેજન આપયું હતું.

## આન. જગંનાથ શંકરશેઠની યાદગારીની સભા.

મજકુર જાહેર પુરૂષે એક સદીના ત્રીજા ભાગ કરતાં વધુ મુંદત સુધી પોતાનાં દેશી ભાઇબંધોની સેવા બજાવવા પાછળ કાઢી તે માટે મુંબઇના રેહીશોની એક સભા ટાઉન હોલમાં તા૦ ૯ મી માર્ચ ૧૮૬૪ ને દીને મલી હતી. તે વેળા શેઠ દાદાભાઇની દરખાસ્ત ઉપરથી મજકુર શેઠ જગંનાથની યાદગારી માટે તેમનું બાવલું વીકટોરયા એંડ ઓલબર્ટ મ્યુઝીઅમમાં ઉભું કરવાને ઠેરવ્યું હતું. આ વેળા સભામાં મી૦ એનેસ્તી બેરીસ્ટરે એક એમેન્ડમેંટ મુકયું જેને મી૦ મેકલીને (મુંબઇ ગેઝેટના એડીટરે) ટેકો આપયો હતો કે મુંબઇના રહેવાશીઓ ઉપર શેરીફે નાંખેલી ફરજ તેઓના પાડે છે અને એ બાબદ રેકવીઝીશન કરનારાઓનેજ માથે નાખે છે. આ એમેન્ડમેન્ટનો જવાબ જે જોશ અને ઝમક સાથ મી૦ હોરમજજી દાદાભાઇ પ્લીડરે આપ્યો હતો તે યાદગાર થઇ ગયો છે.

## યુરોપીઅનની તુમાખી.

૧૮૬૪ માં શેઠ દાદાભાઇ પોતાના મીત્ર શેઠ અરદેશર ખરશેદજી કામાજી તથા શેઠ હોરમસજી અરદેશર ધનજીભાઇ વાહડયા સાથે પુરંધર ખાતે જયાં તેઓ હવા ખાવાને ગયા હતા ત્યાં સાંજે રસ્તામાં ફરતાં ત્યાંના કમાન્ડીંગ ઓફીસર મેજર એચ. એફ. મોરગેને કંઇક નજીવાં સબબથી મી૦ કામા ઉપર લાકડી ઉંચકી હતી જેથી મી૦ કામાએ પોતાને અપમાન કરવા તથા મારવાને માટે રૂ. ૫૦૦૦ની ડામીજીની ફર્યાદ મજકુર યુરોપીયન ઉપર પુનાની કોરટમાં માંડી હતી જેનો ચુકાદો તા૦ ૨૮ મી ડીસેમબરે આપી મજકુર યુરોપીયનને એક પાયરી ઉતારી પાડીને રૂપીઆ એકનો દંડ નામદાર કોર્ટે કીધો હતો.

## પહેડી ભાંગવાની ખોટી બુમ.

૧૮૬૫ ના સાલમાં લંડન મધેની મેસર્સ દાદાભાઇ નવરોજજીની કું.ની પહેડી ભાંગી પડી છે એવી બુમ છાપવા માટે અત્રેના સમાચાર દર્પણ પત્રના માલેકપર એ પહેડીના એક ભાગ્યા શેઠ જમશેદજી પાલનજી કાપડયાએ પોલીસ કોરટમાં ચીફ મેજીસ્ટ્રેટ મી૦ બારટન પાસેથી સમન્સ મેળવયો હતો, પણ તે પત્રે કેટલીક આનાકાની પછી માફ માંગવાથી તા૦ ૨૩ મી જુન ૧૮૬૫ ને દીને તે મુકદમો કાઢી નાંખવામાં આવ્યો હતો.

## મીસ કારપેન્ટરની હીમાયત.

તા૦ ૨૩ મી આગસ્ટ ૧૮૬૭ ને દીને હીંદુસ્થાનની ઓરત જાત માટે કેળવણીનો પ્રસાર કરવા માટે મીસ મેરી કારપેન્ટરને લંડન મધે સર બારટલ ફ્રીઅરના પ્રમુખપણા હેઠળ એક સભા બોલાવી તેમાં શેઠ નવરોજી ફરદુનજીએ તેણીને એક ટીસેટની ભેટ કરી હતી તે વેળા શેઠ દાદાભાઇએ એ મજકુર બાઇની ઘટતી તારીફ કરી હતી.

## હીંદુસ્તાનનાં હક.

ગોંડલના ઠાકોર જેવણ મુંબઇ આવયા હતા તેવણે ગોવાળીઆ તળાવ ઉપર પોતાના ઉતારાના મકાનમાં તા૦ ૨૧ મી જુન ૧૮૬૯ ને દીને એક સભા બોલાવી હતી તેમાં શેઠ દાદાભાઇએ 'હીંદુસ્થાનના હક' ઉપર એક રેસાલો વાંચ્યો હતો અને તે બાદ નામદાર ઠાકોરે ઇસ્ટ ઇંડયા એસોસીએશનના ફંડમાં દર વરસે રૂપીયા ૨૪૦૦ ની મદદ આપવાની પોતાની મરજી દેખાડી હતી.

## મરહુમ શેઠ રૂસ્તમજી જીજીભાઇ.

તા૦ ૪ થી મે ૧૮૭૨ ને દીનની મરહુમ શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇની યાદગારી કાયમ રાખવા માટેની સભામા કામ માટે સર્વે જરથોસ્તીઓમાં એક ફંડ ઉભું કરવા વીશેની શેઠ નાનાભાઇ બેહેરામજી જીજીભાઇની એ

સુચનાને શેઠ દાદાભાઇએ મજબુત ટેકો આપ્યો હતો અને એ કામ પાર ઉતારવા બાબેની કમીટીમાં પણ એમની નેમણુક થઇ હતી.

## ગાયન ઉતેજક મંડળી.

તા૦ ૧૧ મી અકટોબર ૧૮૮૪ ને દીને શેઠ દાદાભાઇને 'ગાયન ઉતેજક' મંડળીના એક ઓનરરી લાઇફ મેમબર તરીકે ચુંટી કહાડવામાં આવ્યા હતા

## રાહનુમાયે સભા.

તા૦ ૫ મી અકટોબર ૧૮૮૫ ના દીને મરહુમ નનેરોજજી ફરદુનજી સી. આઇ. ઇ ના મરણ બાબે દલગીરી બતાવવાને રાહનુમાએ માજદયસ્નીની સભાની એક જાહેર સભા ઓનરેબલ શેઠ દાદાભાઇ નવરોજજીના પ્રમુખપણા હેઠળ મલી હતી જે વેળા દલગીરીના ઠરાવો એક મતે પસાર થયા હતા.

## ભેટ.

ઇ. સ. ૧૮૮૭ માં મરહુમ શેઠ જાંગીરજી નશરવાનજી મોદીએ શેઠ દાદાભાઇને નામે 'ગાયન ઉતેજક મંડળી' ને રૂ. ૭૫૦ની ભેટ કરી હતી.

## ફંડોને મદદ.

શેઠ દાદાભાઇ જો કે ગરીબ હતા પણ મોટા દીલના હતા. જેબી સાર્વજનીક યા જાહેર ઉપયોગી ફંડ સ્થાપવામાં આવતાં તેમાં તેવણ પોતાની ગુંજાસ મુજબ પણ ઉદાર હાથે નાણાં ભરવાને ચુકતા ન હતા અને એમ તેવણે જેટલી રકમો ભરી છે તેનો સરવાળો એક માતબરની સખાવત કરતાં ઓછો નીકળે નહીં.

## તોફાનથી થયલું નુકશાન.

દાખલા તરીકે તા૦ ૧ લી નવેમ્બર ૧૮૫૪ ને દીને મુંબઇ મધે એક ભારે તોફાન થયું હતું જેને લીધે ગીરગામ મધે શેઠ વીકાજી મહેરજીના કુટુંબના વસવાટવાળા બંગલાની પછવાડેની અગાસી પડી ગઇ હતી અને એવી રીતે ઘણાક પારસીઓ મુસીબતમાં આવી પડયા હતા છેલ્લા તેઓને મદદ કરવા માટે એક સાર્વજનીક ફંડ ઉભું કરવામાં આવયું હતું તે ફંડ મધે શેઠ દાદાભાઇએ સારી રકમ ભરી હતી.

## ઇરાન દેશના જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળી.

તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૫૫ ને દીને શેઠ દાદાભાઇ ઇરાન દેશના જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળીની કારોબારી કમીટીના એક સભાસદ તરીકે નેમાયા હતા. ઉપલી મંડળીના ફંડમાં શેઠ દાદાભાઇએ પોતાના મીત્રો સાથે મલી રૂ. ૧૦૦ ભરયા હતા.

૧૮૭૩ ના સાલમાં ઇરાન મધે જરથોસ્તીઓ ઉપર જજીઆ વીગેરેની બીજી વીપતીઓ નાબુદ કરવા માટે શાહ નાસીરૂદીન કે જે તે વખતે વેલાત ગયો હતો તેને પુગાડવા માટેની અરજી ઇંગલાંડ મધે શેઠો દાદાભાઇ નવરોજી, નવરોજી ફરદુનજી અને દોરાબજી પેસ્તનજી કામાજી ઉપર અત્રેની ઉપલી મંડળી તરફથી મોકલવામાં આવી હતી. જે અરજી શેઠો નવરોજજી ફરદુનજી અને અરદેશર ખરશેદજી વાહડયા તથા ડા૦ રૂસ્તમજી કાવસજી બહાદુરજી સાથે મલી શેઠ દાદાભાઇએ બકીંગામ પેલેસ મધે શાહ નાસીરૂદીનને પુગાડી હતી જેનો સંતોષકારક જવાબ મલ્યો હતો.

## ફીલોસોફીક ઇન્સ્ટીટયુટ.

૧૮૫૫ માં અત્રેના ફીલોસોફીક ઇનસ્ટીટયુટ તરફથી શેઠ દાદાભાઇએ "જયોતીશ શાસ્ત્ર" ઉપર એક નીબંધ વાંચયો હતો.

## વેપાર અર્થે વેલાત જવું.

તા૦ ૨૬ મી જુન ૧૮૫૫ ને દીને શેઠ દાદાભાઇ કામાની પહેડીમાં ભાગયા દાખલ વેપાર અર્થે વેલાત જતા હોવાથી પોતાના અત્રેના કોલેજના પોફેસર તરીકેના ઓહદા ઉપરથી ફારેગ થવા બે વર્ષની રજા માટે નામદાર સરકારને અરજ કરી હતી પણ તેમની આ અરજ નહી સ્વીકારતાં જવાબમાં જણાવયું જે અગર શેઠ દાદાભાઇ પાછા ફરશે તો નામદાર સરકાર તેમનો અસલ ઓહદો ખુશીથી પાછો આપશે.

તા૦ ૨૯ મી જુલાઇ ૧૮૫૯ ને દીને સ્ટીમર મહારાજ મારફતે શેઠ દાદાભાઇ વેલાત પાછા ગયા હતા.

## પારસી લગન તથા વારસા હીસ્સાના કાયદા.

તા૦ ૨૦ મી આગષ્ટ ૧૮૫૫મે દીને અત્રેના પારસીઓએ પોતાને માટે, લગ્ન તથા વારસા હીસ્સા બાબેના પોતાને અનુસરતા કાએદા બાંધવાને લેજીસલેટીવ કાઉનસીલને અરજ કરી હતી. તે માટે શેઠ દાદાભાઇએ પોતાના ઉમદા વીચારો લખી મોકલી પારસી કોમને તેમની આભારી બનાવી હતી, અને પારસીઓને ઇન્ડયન સીવીલ કોડનો ધારો સદાબરો લાગુ ન પડે તે માટે તેવણે અથાગ મહેનત કરી હતી.

## વેલાતમાં પ્રોફેસર.

તા૦ ૧ લી માર્ચ ૧૮૫૬ ને દીને શેઠ દાદાભાઇની ઇંગલાંડ મધે લંડન યુનીવરસીટી કોલેજમાં ગુજરાતી ભાષાના પ્રોફેસર તરીકેની નેમણુંક થઇ હતી.

## સીવીલ સરવીસના ઉમેદવારને થયલો ગેરઇન્સાફ.

ઇ૦ સ૦ ૧૮૫૯ માં ઇંગલાંડની સરકાર તરફથી સીવીલ સરવીસની પરીક્ષાની લાયકાત માટેની ઉમ્મર ૨૩ વરસથી ઘટાડી ૨૨ વરસની જાહેર કરવામાં આવી જેથી અત્રેના જવાન શેઠ રૂસ્તમજી હીરજીભાઇ વાહડયા ફકત એક વરસના તફાવતને લીધે રહી ગયા તે વીષે શેઠ દાદાભાઇએ બીજાઓ ભેગા મહારાણીજીને એવી અરજ કરી કે એ પરીક્ષામાં બેસવા લાયકની ઉમ્મર માટે આગમજથી હદ નકી કરવી જોઇતી હતી. તેવણે અંગ્રેજી લેટીન, ફ્રેંચ વીગેરે શીખી સરટીફીકેટ ઓફ "ઓનર" ની મદવી મેળવી હતી, છતાં આ વખતે તેમની આશા ભંગ થઇ પડેલી હોવાથી શેઠ દાદાભાઇને નામદાર વજીરે જવાબ વાલ્યો કે હવે પછીથી ઉમર બાબેની હદ અગાઉથીજ જાહેર કરવામાં આવશે.

## સ્ત્રી કેળવણી માટે સખાવત.

તા૦ ૨૩ મી માર્ચ ૧૮૮૮ ને દીને શેઠ દાદાભાઇએ અત્રેની 'સ્ટુડંટસ લીટરરી સોસાયટી' તરફની જરથોસ્તી છોકરીઓની નીશાળ મંડળીના ફંડમાં પોતાના માતાજી મરહુમ બાઇ માણેકબાઇ તે એ. નવરોજી પાલણજી દોરડીના પુન માટે રૂ. ૧૫૦૦ ની નોટ તેનું વયાજ એ મંડળ હસ્તકની નીશાળમાં ધર્મ જ્ઞાન માટે સ્કોલરશીપ આપવાની શરતે આપી હતી.

## વીકટોર્યા મયુઝયમ એન્ડ ગારડન્સ.

૧૮૫૮ માં મરહુમ નામદાર મહારાણીજી વીકટોરયા તરફ આ ટાપુના રહેવાસીઓની વફાદારીની હંમેશની નીશાની તરીકે 'વીકટોરયા મયુઝીઅમ એન્ડ ગારડન્સ' ઉભો કરવા માટે જાહેર લોકની એક સભા મધે લેવાયલી દરખાસ્તને શેઠ દાદાભાઇએ ટેકો આપ્યો હતો.

## સ્ત્રી જ્ઞાન માળા.

પારસી સ્ત્રીઓને વાંચવાલાયક બાબદોના સંગ્રહનું 'સ્ત્રી જ્ઞાન માળા' નામનું એક પુસ્તક શેઠ પેસ્તનજી રતનજી કોલાહે ૧૮૫૯માં છપાવી પ્રગટ કીધું હતું તેના પહેલા ભાગમાં શેઠ દાદાભાઇને હાથે લખાયેલો સંસારી બાબદોનો સમાવેશ કરેલો હતો.

## બોમ્બે એસોસીએશન.

તા૦ ૨૬ મી આગસ્ટ ૧૮૫૨ ને દીને આ દેશના વતનીઓના રાજદવારી લાભ સાચવવા માટે બોમ્બે એસોસીએશન નામે એક મંડળી ઉભી કરવા અત્રેના મુખય દેશીઓની એક સભા એલફીનસ્ટન ઇનસ્ટીટયુટમાં મળી હતી તે વેળા શેઠ દાદાભાઇએ એક સુશોભીત ભાષણ કરી કાયદાનો ખરડો બાહાલ રાખવાને ટેકો આપયો હતો.

તેવણ એ મંડળના પ્રથમથી એક અધીકારી હતા.

## કોટનું ધર્મનું દવાખાનું.

તા૦ ૧૧ મી અકટોબર ૧૮૫૨ ને દીને 'કોટનું ધર્મનું દવાખાનું' ખોલ્લું મેલાયું હતું. તેમાં શેઠ દાદાભાઇની એક ત્રસ્ટી તરીકે નેમણુંક થઇ હતી. તે ઉપરાંત શેઠ દાદાભાઇએ મજકુર દવાખાનાને ગીરોની પણ મદદ આપી હતી.

## પારસી નાટક મંડળી ઉપર દેખરેખ.

૧૮૫૩ માં મુંબઇ મધે પારસી નાટક કંપની પહેલ વહેલી સ્થાપવામાં આવી હતી અને તે મંડળી ઉપર દેખરેખ રાખ

નારી કમીટીમાં શેઠ દાદાભાઇની પણ નેમ ણુંક થઇ હતી.

## રોયલ એશીયાટીક સોસાયટી.

૧૮૫૪ ને દીને શેઠ દાદાભાઇને અત્રેની બોમબે બ્રાન્ચ ઓફ ધી રોયલ એશીયાટીક સોસાયટીની મંડળીના એક સભાસદ તરીકે ચુંટી કેહાડવામાં આવયા હતા.

## પ્રોફેસર પેટણની તથા ડા૦ હાર્કનેસની યાદગીરી.

૧૮૫૫ માં અત્રેની એલફીનસ્ટન ઇનસ્ટીટયુશનના માજી પ્રોફેસર મરહુમ પેટણની યાદગારી કાયમ રાખવા માટે મળેલી સભામાં શેઠ દાદાભાઇને પ્રમુખપદ આપવામાં આવયું હતું.

એજ કોલેજના પહેલા પ્રીનસીપલ ડા૦ જોન હારકનેસ ૨૭ વર્ષ નોકરી બજાવી પોતાને વતને પાછા જતા હોવાથી તેમને ૧૮૬૨ માં એક પરસ તથા માનપત્ર શેઠ દાદાભાઇ ઉપર ઇગલંડ મોકલી તેમની મારફતે સ્કોટલંડ પોંચાડવામાં આવયાં હતાં તે માટેના ઉઘરાણામાં શેઠ દાદાભાઇએ પોતા તરફથી રૂ. ૬૦૦ ઉમેરયા હતા, તેમજ એવણ મારફતે ઇંગલંડનીબી રકમો ઉઘરાણા માટે મળી હતી.

## ટુરકીને મદદ.

રૂશીઆના જુલમાટમાંથી ટુરકીને બચાવવામાં બ્રીટીશે જે મદદ આપી હતી તે લડાઇમાં માર્યા ગયલા અને જખમી થયલા સેપાહીઓના બાલ બચ્ચાં વીગેરેને મદદ કરવા માટે એક પેટ્રીઓટીક ફંડ ૧૮૫૫ માં કરવાની મરહુમ નામદાર મહારાણી વીકટોરયાની એલતેમાસથી અત્રેના ગવરનર લોર્ડ એલફીન્સટને એક સભા ભરી હતી. આ સભામાં શેઠ દાદાભાઇએ પોતા તરફથી એક જુસ્સાદાર લાગણીભરેલું અસરકારક ભાષણ કીધું હતું.

## પારસીઓ વીશે વેલાતમાં નીબંધ.

તા૦ ૧૩ મી માર્ચ ૧૮૬૧ ને દીને શેઠ દાદાભાઇએ લીવરપુલ મધેની ફીલોસોફીક સોસાયટીની એક સભામાં 'પારસીઓની રીતભાત અને રીવાજો' વીશે એક નીબંધ વાંચી સંભલાવયો હતો.

## દેશીઓને લશકરી ઓધા.

૧૮૬૧ ના સાલમા શેઠ દાદાભાઇએ શેઠ મંચેરજી હોરમસજી કામા જોડે ઇંગલાંડ વસ્તા પારસીઓ તરફથી લશકરી ખાતાંમા તબીબી ઓધા દેશીઓને કાં નહી મલે તે બાબેની અરજી કરી હતી.

## યુનીવરસીટી ફેલો.

૧૮૬૪ ના એપ્રીલ માસમાં શેઠ દાદાભાઇને સરકારે મુંબઇની યુનીવરસીટીના ફેલો તરીકે નેમયા હતા.

## લોર્ડ કેનીંગ પ્રત્યે અરધા લાખની સખાવત.

૧૮૬૪ માં મુંબઇના ગવરનરની મારફતે હીંદુસ્થાનના માજી ગવરનર જનરલ નામદાર લોર્ડ કેનીંગના નામની એક ફેલોશીપ સ્થાપવા માટે રૂપીયાં ૧૭૫૦૦૦ ભરાયા હતા જે મધે શેઠ દાદાભાઇની ગીરોની મોટી રકમ હતી.

## લંડન ઇન્ડીયન સોસાયટી.

૧૮૬૫ માં લંડન મધે વસતા આપણા દેશીઓએ "લંડન ઇંડીયન સોસાયટી" ને નામે સ્થાપી તેની પહેલી કમીટીમાં શેઠ દાદાભાઇ સરનશીન હતા.

## કુટુંબ સાથે ઇંગલાંડની સફર.

તા૦ ૨૯ મી એપ્રીલ ૧૮૬૫ ને દીને શેઠ દાદાભાઇ પોતાના માતાજી બાઇ માણેકબાઇ તથા ધણીઆણી બાઇ ગુલબાઇ અને બે છોકરાંને લઇને એક વધુવાર ઇંગલાંડની સફરે ગયા હતા.

## શું યુરોપીયનો એશીયાટીકો કરતાં ચઢતા છે ?

શેઠ દાદાભાઇએ, જોન કોફરડે વાંચેલા એક રેસાલાનો જવાબ તા૦ ૨૭ મી માર્ચ ૧૮૬૬ ને દીને આપયો હતો. જોન કાફર્ડ જણાવવા માંગતો હતો કે યુરોપની પ્રજા એશીયાખંડની પ્રજાથી દરેક બાબદમાં ચહડતી છે જયારે મી૦ દાદાભાઇએ તેનો વાજબી જવાબ આપી તેને તોડી પાડયો હતો. બન્ને જણે પોતાના રેસાલા લંડનની એથનોલોજીકલ સોસાઇટીની હજુરમાં વાંચ્યા હતાં.

## ઇસ્ટ ઇંડયા એસોસીએશન.

તા૦ ૧ લી ડીસેમ્બર ૧૮૬૬ ને દીને શેઠ દાદાભાઇએ લોકોના લાભ સાચવવા તથા વધારવાને ઇંગ્લાંડમાં કેટલાક મોટા દરજાના યુરોપીયનો સાથે 'ઇસ્ટ ઇંડયા એસોસીએશન' સ્થાપી. મજકુર મંડળીની સઘળી સભાઓમાં તેવણ નીયમીત હાજરી આપતા હતા અને મંડળીના સેક્રેટરી થયા હતા.

## સર જોસફ આરનોલ્ડને માન.

અત્રેની હાઇ કોર્ટના માયાળુ જડજ સર જોસફ આરનોલ્ડ અત્રે દશ વરસ ડાહપણથી પોતાનો ઓધો ભોગવી પોતાને વતન પાછા ફરતા હોવાથી અને પોતે પારસી લો કમીશનના સરનશીન તરીકે અપક્ષપાત રીતે પોતાની ફરજો બજાવી પારસી કોમને જે કીંમતી મદદ કરી હતી તેની યાદમાં તા૦ ૫ મી માર્ચ ૧૮૬૯ ને દીને અત્રેના આગેવાન ગ્રહસ્થોએ તેમને વીદાય થતી વેલા એક માનપત્ર આપવાને સભા ભરી હતી તથા એક ફંડ પણ ઉભું કર્યું હતું. આ ફંડ અને માનપત્ર માટેની સર્વે ગોઠવણો કરવા એક કમીટી નેમાઇ હતી જેમાં શેઠ દાદાભાઇની પણ એક સભાસદ તરીકે નેમણુક થઇ હતી.

## એલીસ પ્રાઇઝ કમીટી.

મુંબઇના નામદાર ગવરનરની કાઉનસીલના એક અધીકારી ઓનરેબલ બી. એચ. એલીસની કલકતા ખાતે નામદાર વાઇસરાયની કાઉનસીલમાં નેમણુંક થવાથી તેવણ ૧૮૬૯માં કલકતે જતા હોવાથી તેમને માન પત્ર આપવા તથા તેમની યાદગારી અત્રેની યુનીવરસીટીમાં કાયમ રાખવા માટેની કમીટીમાં શેઠ દાદાભાઇ નવરોજજીની નેમણુંક થઇ હતી.

## સ્ત્રી કેળવણી.

તેવણે હીંદુસ્તાનમાં સ્ત્રી કેળવણી વીષે આંકડાઓ ટાકી દાખલા દલીલોથી ભરપુર અરજીઓ હીંદી પ્રધાનને વારંવાર અરધી સદી ઉપર કરી હતી. ૧૮૬૮ માં મુંબઇના જે રહેવાસીઓ ઇંગલંડમાં વસતા હતા તેઓએ સ્ત્રી કેળવણીમાં સરકારની મદદ માંગવા અરજ કરી હતી તેના ટેકામાં શેઠ દાદાભાઇએ એ નામદાર ઉપર એક પત્ર લખ્યો હતો જેમાં તેવણે બતાવ્યુ હતું કે ૧૮૬૭માં મુંબઇ સરકારે સ્ત્રી કેળવણી પાછળ આવતાં વરસ માટે રૂ. ૩૪૧ કેલી આપયા હતા.

તા૦ ૧૭ મી એપ્રીલ ૧૮૬૯ ને દીને શેઠ દાદાભાઇએ અત્રેના ફરામજી કાવસજી ઇનસ્ટીટયુટમાં ઇંગલંડ ખાતે ઉભી થયલી 'ઇસ્ટ ઇંડયા એસોસીએશન' વીશે ગુજરાતીમાં એક વધુ ભાષણ આપયું હતું.

તા૦ ૨૨ મી મે ૧૮૬૯ ને દીને ઇસ્ટ ઇંડયા એસોસીએશનની એક શાખા મુંબઇ મધે ઉઘાડવાને શેઠ દાદાભાઇએ એક સભા બોલાવી અને તેમાં સર જમશેદજીના પ્રમુખપદ હેઠળ મજકુર શાખાથી થનારા ફાયદા સભાને કહી સંભળાવયા હતા.

## પારસીઓની રાહરસમ વીષે ભાષણ.

એજ સાલ શેઠ દાદાભાઇએ ઇંગલંડમાં પારસીઓની રાહરસમ તથા મહજબ વીષે જે ભાષણો કીધાં તે ભાષણોમાં એવું તો અપક્ષપાતપણું તેમણે બતાવયું કે પ્રોફેસર મેક્ષ મુલરને એક વખત લગાર વીચારમાં પડવું પડયું કે એ ભાષણ કરનાર હીંદુસ્તાનના પારસીઓમાં જુના વીચારવાલો છે કે નવા વીચારવાલો.

## તેમને ભેટ મલેલી પર્સ યા માનપત્ર.

શેઠ દાદાભાઇએ પોતાના દેશ અને દેશીઓ માટે ભારે જેહમત વર્ષો સુધી લઇને જે ઉત્તમ સેવા બજાવી હતી તેની કદર પીછાનવા અત્રેના દેશીઓની સભા સરનશીન શેઠ ફરામજી નશરવાનજી પટેલના પ્રમુખપદતળે તા૦ ૩ જી જુલાઇ ૧૮૬૯ ને દીને મળી હતી જેમાં શેઠ દાદાભાઇને એક માન પત્ર આપવામાં આવ્યું હતું અને એમને માટે એક 'ટેસ્ટીમોનીઅલ ફંડ' ખોલી તેમા ભરાયલી રૂ. ૨૮૯૨૬ ની રકમમાંથી એમની એક મોટી તસ્વીર ચીતરાવી અત્રેના ફરામજી કાવસજી ઇન્સટીત્યુશનમાં મુકવામાં આવી હતી. બાદ બાકી રહેલા રૂ. ૨૫૦૦૦ ની પર્સ સર જમશેદજી માંદગીમાં હોવાથી શેઠ વીનાયકરાવ જગનાથ શંકર શેઠને હાથે સભા તરફથી ભેટ આપવામાં આવી હતી. ઉપલી પર્સ તથા માન પત્ર એવણે એક લાગણી ભર્યું ભાષણ કરી કબુલ રાખ્યાં હતાં.

## શેઠ દાદાભાઇને માનપત્ર.

તા૦ ૨૬ મી જુલાઇ ૧૮૬૯ ને દીને શેઠ દાદાભાઇને મુંબઇની જાહેર પ્રજા તરફથી માનપત્ર આપવામાં આવ્યું હતું તે વેળા તેવણે પોતાનો આખો જન્મારો પ્રજાને લગતાં જાહેર કામોની અથાગ મહેનત પાછળ ગુજારેલો તેની પીછાણ તેવણના ઇંગલંડ સીધારવા અગાઉ થઇ હતી. એ સભામાં એક હજાર જણ સામેલ થયા હતા જેવી મોટી ઠઠ એક માનપત્ર આપવાની સભાએ પહેલી જવાર જોઇ હતી. સઘળી વરણનાં દેશીઓ ઉપરાંત દેશી રાજાઓએ તેમને માન આપવાને આ પહેલીજવાર ઉલટ બતાવી હતી. કલકતાના દેશી પત્રોએ પણ આ સમયે એ. ગ્રહસ્થની તારીફ કરી હતી. શેઠ દાદાભાઇ પ્રોફેસર તરીકે પહેલા પારસી અને પ્રો. બાલગંગાધર શાસ્ત્રી પછી બીજા દેશી હતા. તેવણે સ્ટુડંટ લીટરરી અને સાયેન્ટીફીક સોસાયટી, ગુજરાતી જ્ઞાનપ્રસારક મંડળી, નેટીવ જેનરલ લાઇબ્રેરી, ફરામજી કા. ઇનસ્ટીટયુટ, પારસી ગર્લ્સ સ્કુલ એસોસીએશન અને બામબે એસોસીએશન માટે અથંગ મહેનત કરી હતી. ગુજરાત જ્ઞાનપ્રસારક સોસાયટી ઉભી કરવામાં તેવણે આગેવાની લીધી હતી. વળી તેવણે ઇંગલંડમાં હીંદુસ્તાનની મોટી સેવા બજાવી હતી. લંડન ઇંડયન સોસાયટી અને ઇસ્ટ ઇંડયા એસોસીએશન સ્થાપવા તથા ચલાવવામાં તથા છેલ્લી મંડળીની શાખા મુંબઇમાં સ્થાપવામાં તેવણે મહેનત ઉઠાવી હતી માટે શેઠ દાદાભાઇને એ માનપત્ર સાથ એક ઉપલી પર્સ પણ આપી હતી.

## તેમની સેવાઓની અરધી સદીપરની યાદગારી.

"પ્રો૦ દાદાભાઇ નવરોજીએ પોતાના દેશના અને દેશીઓના રૂડાંને અર્થે જે જે કામો બજાવ્યાં છે તે દરેક કામ એ ગ્રહસ્થનું નામ પથરના બાવલાં યા પથરની ઇમારતમાં કોતરી રાખવા કરતાં પણ વધારે યાદગારીભરેલું છે." આ ટીકા શેઠ દાદાભાઇ ૧૮૬૯ ના સાલની શરૂઆતમાં જયારે વેલાતથી મુંબઇ પધારયા ત્યારે "રાસ્ત ગોફતારે" કીધા હતા. "મુંબઇમાં અને લંડનમાં પ્રજા હીતકારી કામોમાં તેવણે તનમન અને ધનથી પોતાનો ભોગ આપયો છે અને સંસારી ધર્મ સંબંધી અને વેપાર સંબંધી તથા છેલ્લે રાજદવારી બાબદોમાં તેવણની બેહદ મહેનતના ફળ તરેહવાર આકારમાં દેશમાં ફાયદારૂપે આપણ જોઇએ છીએ."

શેઠ દાદાભાઇએ ઇ. સ. ૧૮૬૯ થી ૧૮૭૧ સુધી ભારે મહેનત કરી હતી અને કેટલાક નીબંધો વાંચ્યા હતા જેમાંનો એક હીંદુસ્થાન તરફ ઇંગલાંડની ફરજો ઉપર હતો. એ ઉપરાંત શેઠ દાદાભાઇએ મુંબઇ મધે ૧૮૬૯ ના એપ્રીલ તથા મે માસમાં 'ઇ. ઇ' એસોસીએશન બાબે ત્રણ ગુજરાતી તથા બે ઇંગ્રેજી ભાષણો આપી મુંબઇના રઇયતને એ એસોસીએશન બાબદની સમજ આપી હતી. તા૦ ૨૧ મી ડીસેમબર ૧૮૬૯ને દીને એસોસીએશનની સભામાં હીંદીઓ જે ઓ ખ્રીસ્તી ધર્મ પાલતા ન હોય તેઓ વચ્ચેના અરસપરસના લગનો કાએદેસરના નહી ગણાએ એ બાબદ ઉપર શેઠ દાદાભાઇએ એક નીબંધ વાંચ્યો હતો.

## સોસાયટી ઓફ આર્ટસ તરફથી ભાષણ.

૧૮૭૧ માં શેઠ દાદાભાઇએ લંડનની 'સોસાયટી ઓફ આર્ટસ' સનમુખ 'હીંદુસ્થાનના વ્યાપાર' વીશે રેસાલો ગવરનર સર બારટલ ફ્રીઅરના પ્રમુખપદ તળે વાંચયો હતો. એ શેઠનું આ ભાષણ મજકુર સોસાયટીના ૧૮૭૧ ના ફેબરવારી માસના જરનલના અંકમાં છપાઇ બહાર પડયું હતું.

## કાઠીયાવાડનો પ્રવાસ.

૧૮૭૨ ના સાલમાં શેઠ દાદાભાઇ કાઠીયાવાડમાં ૬ માસ સુધી મુસાફરી કરી ઇસ્ટ ઇંડયા એસોસીએશન માટે રૂ. ૧૧ લાખનું ફંડ ભરાવી લાવયા હતા, જેથી એ રીબતી મંડળી પાછી ટટાર થઇ હતી.

## નાણાશાસ્ત્ર સંબંધી જુબાની.

૧૮૭૨ માં શેઠ દાદાભાઇ જયારે ઇસ્ટ ઇંડયા એશોશીએશનના સેક્રેટરી હતાં ત્યારે તેવણ વેલાત જઇ ઇંડયન ફીનાનસ કમીટીની હજુર પોતાની જુબાની આપી આવ્યા હતા.

## મયુનીસીપલ કાયદામાં સુધારો.

મુંબઇની મયુનીસીપાલીટીના કાયદામાં સુધારો કરવા તથા સુધરાઇનો વહીવટ કોરપોરેશનથી ચલાવવા માટેનું ૧૮૭૨ નું બં૦ ૩ જા

વાળું એક બીલ તા૦ ૨૧ મી મે ૧૮૭૨ ને દીને નેમાયલાં ડેપ્યુટેશનની રૂએ શેઠ દાદાભાઇએ નામદાર ગવરનરના મહેલમાં જઇ તે નામદારના હાથમાં મુક્યું હતું જેનો ઘટતા ઉતર વાળી મજકુર બાબદ ઉપર ધયાન આપવાની કબુલાત આપી હતી.

## વડોદરાના દીવાન.

વડોદરાના મહારાજા મહલારાવને પોતાનું રાજ બરાબર ન ચલાવવા માટે વડી સરકાર તરફથી અવારનવાર ઠપકા મલતા હતા. તેણે પોતાનું રાજ સુધારવા એક બાહોશ દીવાન તરીકે ૧૮૭૦ ના સપટેમબર માસમાં શેઠ દાદાભાઇની નેમણુંક કરી હતી. આ વેલા મહારાજાએ દરબાર ભરી શેઠ દાદાભાઇને પંચ પોશાક આપયો હતો જેમાં પાઘડી માટે સોનેરી કપડું, ડગલી માટે મલમુલ, લેંગી માટે કીનખાબના ટકો, એક કંઠી તથા એક બેરીંગ અને એક વીંટી હતી. આ સર્વમાંથી શેઠ દાદાભાઇએ વીંટી પહેરી હતી અને બાકીની સર્વ ચીજો માન સાથે પાછી વાળી હતી.

મજકુર મહારાજા ઘણાં નબળાં મનનો હોવાથી તે ઘડીકમાં પારકાઓની સલાહ પ્રમાણે ચાલતો અને ઘડીકમાં મી૦ દાદાભાઇનું કહયું માનતો. આથી શેઠ દાદાભાઇ કંટાલી જઇ તા૦ ૨૧ મી ડીસેમબર ૧૮૭૪ ને દીને પોતાનો ઓધો છોડી તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૭૫ ને દીને પાછા મુંબઇ આવયા હતા.

## મયુનીસીપલ કોરપોરેટર તથા ટાઉન-કાઉનસીલર.

તા૦ ૪ થી સપટેમબર ૧૮૭૫ ને દીને ૧૮૭૬ અને ૧૮૭૭ના સાલો માટેના મુંબઇના મયુનીસીપલ કોરપોરેટર તરીકે શેઠ દાદાભાઇની ૨ જા વાર્ડમાંથી ચુંટણી થઇ હતી.

તા૦ ૨૯ મી સપટેમબર ૧૮૭૫ ને દીને અત્રેના મયુનીસીપલ કોરપોરેટરો તરફથી શેઠ દાદાભાઇની ટાઉન કાઉનસીલના મેમબર તરીકે ચુંટણી થઇ હતી. આ વેળા શેઠ દાદાભાઇએ ટાઉન કાઉનસીલની સભાઓમાં હાજર રહેવાની પોતાની ૩૦) રૂપેયાની ફી સભાદીઠ નહી લેવા વીષેનો મજકુર સભામાં એક પત્ર રજુ કરયો હતો.

મુંબઇ મયુનીસીપલ ટાઉન કાઉનસીલના એક સભાસદ તરીકે શેઠ દાદાભાઇએ મુંબઇમાં વીઆરના તળાવના પાણીની વહેંચણી કરવા માટે મયુનીસીપાલીટી જોગ તુલેતવીલ વીગતોની એક યાદી ૧૮૭૬ ના ઓગસ્ટ માસમાં લખી મોકલી હતી. એજ મુજબ મુંબઇ શહેરની હાલત કેમ સુધારવી તે માટે પણ એક યાદી લખી હતી.

તા૦ ૮ મી અકટોબર ૧૮૮૫ ને દીને મરહુમ મી૦ નવરોજજી ફરદુનજી સી. આઇ. ઇ.ની જગાએ મુંબઇની ટાઉન કાઉનસીલના એક અધીકારી તરીકે કોરપોરેશનની સભાએ આનરેબલ શેઠ દાદાભાઇને ચુંટી કાઢયા હતા.

તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૮૬ ને દીને મુંબઇની મયુનીસીપલ કોરપોરેશનના કર ભરનારાઓએ પોતાના તરફના ૩૨ સભાસદો મધેના એક તરીકે શેઠ દાદાભાઇ નવરોજીને ચુંટી કાઢયા હતા.

૧૮૮૬ ના જુલાઇ માસમાં કોરપોરેશનના એક અધીકારી તરીકેનો ઓધો ઇંગલાંડ જવાથી તેવણે છોડયો હતો.

## પ્રીન્સ ઓફ વેલ્સની લેવી.

તા૦ ૧૦ મી નવેમબર ૧૮૭૫ ને દીને મરહુમ મહારાણી વીકટોરીયાના શાહજાદા પ્રીન્સ ઓફ વેલ્સને માન આપવા માટે અત્રેની સેક્રેટરીએટ ઓફીસના દીવાનખાનામાં ભરાયલી લેવી મધે દેશી રજવાડાઓ સાથે શેઠ દાદાભાઇ પણ હાજર હતા.

## ખેડુતોના મોઢાં બંધ કરવા માટેના કાયદા સામે વીરૂધતા.

હીંદુસ્થાનની વડી ધારાસભામાં પસાર થયલો "જમીનના મહેસુલ સંબંધી બાબદોમાં મુંબઇ ઇલાકાની દીવાની અદાલતોની સતા હદમાં રાખવાને લગતો ધારો" કે જેથી ખેડુતોના મોઢાં બંધ થઇ જઇ તેમની ફર્યાદો દીવાની અદાલતમાં નહી લઇ જવાય, તે ધારો નામંજુર રાખવા માટે ઠરાવ કરવાને તા૦ ૧૮ મી એપ્રીલ ૧૮૭૬ ને દીને મુંબઇની પ્રજાની એક જાહેર સભા મલી હતી ત્યાં મજકુર બાબદ વીષે સેક્રેટરી ઓફ સ્ટેટને અરજ કરવા માટે નેમાયલી કમીટીમાં શેઠ દાદાભાઇની પણ નેમણુંક થઇ હતી.

## હીંદુસ્તાનની ગરીબાઇ વીશે ચોપડી.

શેઠ દાદાભાઇએ ૧૮૭૬ ના સાલનાં એપ્રેલ અને જુન માસમાં "ઇસ્ટ ઇંડીયા એસોશીએશન"ની મુંબઇની શાખાના સંબંધ

માં કરેલાં 'હીંદુસ્તાનની ગરીબાઇ' વીશેના ભાષણની ચોપડી લંડન મધે ૧૮૭૮ માં છપાઇ બહાર પડી હતી. મજકુર ચોપડીનું ઇંગ્રેજી નામ Poverty of India કરી હતું.

## જ્ઞાન પ્રસારક તથા ગાયન ઉતેજક મંડળીઓ.

ઇ૦ સ૦ ૧૮૮૨ ના સાલમાં શેઠ દાદાભાઇને અત્રેની "જ્ઞાન પ્રસારક મંડળી"ના ઓનરરી સભાસદ નેમવામાં આવ્યા હતા.

અત્રેની 'ગાયન ઉ-તેજક મંડળી'ના શેઠ દાદાભાઇ ઇ૦ સ૦ ૧૮૮૫ થી ૧૮૯૦ સુધી સરનશીન નેમાયા હતા.

## કેળવણીને લગતું કમીશન.

તા૦ ૨૧ મી ડીસેમબર ૧૮૮૨ ને દીને ઇસ્ટ ઇંડીઆ એસોસીએશનની મુંબઇની શાખાની એક જાહેર સભામાં શેઠ દાદાભાઇએ કેળવણીને લગતાં કમીશન જોગ પોતે લખેલો પત્ર વાંચી સંભળાવયો હતો.

## જે. પી.

તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૮૩ ને દીને તેમને નામદાર સરકારે એક સુલેહના અમલદાર ઠેરવયા હતા.

## વોઇસ ઓફ ઇંડીયા.

તા૦ ૧લી ફેબરવારી ૧૮૮૩ ને દીને હીંદુસ્થાનના વર્તમાનપત્રોની મારફતે બહાર પડતો પ્રજા પોકાર ઇંગલાંડના તેમજ અત્રેના સતાવાળાઓમાં સારી પેઠે જાણીતો કરવા માટે સઘળા છાપામતના ઇંગ્રેજીમાં સંગ્રહનું 'વોઇસ ઓફ ઇંડીઆ' નામે એક માસીક ચોપાનીઉં શેઠ દાદાભાઇએ શેઠ બહેરામજી મે. મલબારી સાથે મળી પ્રગટ કરવા માંડયું હતું.

## લોર્ડ રીપનની મુદત વધારવા બાબેની અરજી.

હીંદુસ્થાનના નામદાર વાઇસરાય અને ગવરનર જનરલ લોર્ડ રીપને રઇયતની સારી સેવા બજાવેલી હોવાથી તે નામદારના ઓધાની મુદતમાં વધારો કરી આપવા માટે ઇંગલાંડની સરકાર ઉપરં એક અરજી મોકલવા માટે ૧૮૮૩ ના ફેબરવારીમાં ઇસ્ટ ઇંડીયા એસોસીએશન તરફની બોલાવેલી સભામાં શેઠ દાદાભાઇએ આગેવાનીભર્યો ભાગ લીધો હતો.

૧૮૮૪ ના સાલમાં હીદુસ્થાનનો નામદાર ગવરનર જનરલ મારકવીસ ઓફ રીપન પોતાનો ઓધો છોડી ઇંગલાંડ જનાર હોવાથી તે નામદારે આ દેશની જે કીમતી સેવાઓ બજાવી હતી તેનું એહેસાન માનવા તથા તે નામદારને માનપત્ર આપવા અને આ દેશમાં તેમની યાદગારી કાયમ રાખવાનો ઠરાવ કરવાને અત્રેના દેશી રહીશોની એક જાહેર સભા ટાઉન હોલમાં ઓનરેબલ સર જમશેદજીનાં પ્રમુખપણા હેઠળ મળી હતી જે વેળા ૫૦૦૦ માણસ ભેગું થયું હતું. એ સંભામાં શેઠ દાદાભાઇ નવરોજજીએ આગેવાની લઇ એક સુભાષિત ભાષણ આપ્યું હતું.

તા૦ ૨૦ મી ડીસેમ્બર ૧૮૮૪ ને દીને મારકવીસ ઓફ રીપને મુંબઇ છોડવા આગમજ પોતાને અત્રે મળેલા અસાધારણ આવકાર માટે કેટલાક આગેવાન દેશીઓને પોતાની હજુરમાં ખાસ બોલાવી ઉપકાર માન્યો હતો. જેઓમાં શેઠો ફીરોજશા મેહેરવાનજી મહેતા, નવરોજજી ફરદુનજી સી. આઇ. ઇ૦ ખા. બા. મંચેરજી કાવશજી મરઝબાન અને સોરાબજી ફરામજી પટેલ સાથે શેઠ દાદાભાઇ પણ હતા.

## ઇલબર્ટ બીલ.

દેશી મેજીસ્ત્રેટોને યુરોપીયન ગુનહેગારોની તપાસ કરવાની છુટ આપવા બાબેના ફોજદારી કાયદાના સુધારા અર્થે ઇલબર્ટ બીલ વીષે આમની સભામાં ઇંગલાંડ અરજી મોકલી આપવાનો ઠરાવ કરવા માટેની અત્રેના દેશીઓની એક જાહેર સભા તા૦ ૨૪ મી એપ્રીલ ૧૮૮૩ ને દીને મળી હતી તેમાં શેઠ દાદાભાઇએ આગેવાનીભર્યો ભાગ લીધો હતો.

## ખેરગામના દોખમા બાબેની તકરારની લવાદી.

તા૦ ૮ મી આગસ્ટ ૧૮૮૩ ને દીને વલસાડની પાસે આવેલા ખેરગામના બાઇ મોટીબાઇ બહમનજી જમશેદજી મુલ્લાંના બંધાવેલાં દોખમા તથા દરેમેહરને ઇજવાની ક્રીયા નવસારીના ભગર સાથના મોબેદો પાસે કરાવવાથી ઉદવાડાના મોબેદોએ તે કામના પોતાના હક માટે વલસાડની કોર્ટમાં ફર્યાદી માંડી હતી. એ મુકદમો બન્ને પક્ષની રાજીખુશીથી કોરટે શેઠ દાદાભાઇ નવરોજજીની લવાદી ઉપર સોંપયો હતો અને એવણે ઘટતી તપાસ કરી

ઉદવાડાવાલા મોબેદોનો દાવો રદ કરી ખર્ચ બંને બોરદુને પોતપોતાને માથે નાખયો હતો.

## હીંદના ખજાનચીને માન.

હીંદુસ્તાનના ખજાનચી મેજર ધી ઓનરેબલ સર ઇવેલીન બેરીંગ કે જે આ દેશની સરકારી તીજોરી નાદારીપરથી આબાદ હાલતમાં લાવ્યો હતો તે નામદાર મીસર ખાતે પોતાનો ઓધ્ધો લેવા જવાને અત્રે આવયો હતો તેને માન આપવાને તેના મકાન ઉપર એક ડેપ્યુટેશન ૧૮૮૩ ના ઓગસ્ટમાં ગયું હતું જેમાં શેઠ દાદાભાઇ નવરોજજી પણ હતા.

## એલફીન્સ્ટોન્યન ડીનર.

૧૮૮૩ તથા ૧૮૮૫ના સાલોમાં એલફીનસ્ટન ઇનસ્ટીટયુટ તથા હાઇસ્કુલના આગલા પારસી વીદયારથીઓએ મી૦ એમ. કે. લાલકાકા વીગેરેની આગેવાની હેઠળ એક ખાણું કીધું હતું તેનું શેઠ દાદાભાઇ નવરોજીને પ્રમુખપદ આપ્યું હતું.

## મુંબઇની ધારાંસભાના અધીકારી.

તા૦ ૧૭ મી સપટેમર ૧૮૮૫ ને દીને શેઠ દાદાભાઇને મુંબઇના નામદાર ગવરનરની ધારા બાંધનારી સભાના એક અધીકારી તરીકે નેમ્યા હતા જે નેમણુકથી અતરેની આખી દેશી પ્રજામાં મોટો સંતોષ ઉપજયો હતો.

## પારસી મેત્રીમોન્યલ કોર્ટના ડેલીગેટ.

તા૦ ૨૯ મી નવેમબર ૧૮૮૫ ને દીને મુંબઇની પારસી ચીફ મેત્રીમોન્યલ કોર્ટના એક ડેલીગેટ મરહુમ મી૦ નવરોજી ફરદુનજી સી. આઇ. ઇ.ની જગાએ ઓનરેબલ દાદાભાઇ નવરોજીની નેમણુંક થઇ હતી.

## રેટપેઅર્સ એસોશીએશન.

તા૦ ૨૪ મી અકટોબર ૧૮૮૬ ને દીને મુંબઇના કર ભરનારાઓના હકો જાલવવા માટે એક મંડલી ઉભી કરવા બાબેની સભા શેઠ દાદાભાઇના પ્રમુખપદ તળે ફરામજી કાવરજી ઇનસટીટયુટમાં મલી હતી, આ વેલાએ 'બોમ્બે રેટપેઅર્સ એનડ રેસીડનટસ એસોસીએશન'ના નામથી એક મંડલી સ્થાપી તેના સરનશીન તરીકે શેઠ દીનશાજી માણેકજી પીટીટને નેમયા હતા.

## પારલામેંટ માટેની ઉમેદવારોને ટેકો.

શેઠ દાદાભાઇ નવરોજજી પાર્લામેંટના મેમબર તરીકે 'હોબરન' શહેર તરફના પ્રતીનીધી તરીકે બાહેર પડેલા હોવાથી તેમનામાં આ દેશની પ્રજાનો મોટો વીશવાસ જાહેર કરવાને તા૦ ૨૯ મી જુન ૧૮૮૬ નેને દીને અત્રેની પ્રેસીડનસી એસોસીએશન મારફતે એક જાહેર સભા મલી હતી. એ મુજબ લંડનના ટાઉન હોલમાં પણ ઓનરેબલ દાદાભાઇની ઉમેદવારી બાહલ રાખવાના ઠરાવો પસાર કરવાને મલી હતી, તેમજ કલકતા, કરાંચી, સુરત, ભરૂચ, પુણા, અહમદનગર, ધારવાર વીગેરે, હીંદુસ્થાનના મુખ્ય શેહેરોમાં પણ એજ મુજબના ઠરાવો પસાર કરવાને સભાઓ ભરાઇ હતી.

તા૦ ૩ જી જુલાઇ ૧૮૮૬ ને દીને પોતાની ચુંટણી કરનારાઓ હજુર તેવણે ત્યાંના ટાઉન હોલમાં એક ભાષણ કર્યું હતું તથા એજ મુજબ ત્યાંના સ્ટોર સ્ટ્રીટ હોલમાં પણ ઓ૯૬ ફ્રેંડસ અને ફીનીકસ હોલમાં ભાષણો આપયાં હતાં.

## શરૂઆતની નીષ્ફળતા.

તા૦ ૯ ઠી જુલાઇ ૧૮૮૬ ને દીને આનરેબલ દાદાભાઇ નવરોજીને પાર્લામેંટના મેમબર તરીકેની હોબરન શહેરની ચુંટણીમાં ૧૯૫૦ તથા તેમના હરીફ મી૦ ડંકનને ૩૬૫૧ મત મળવાથી શેઠ દાદાભાઇને નીરાશ થવું પડયું હતું.

## વેલાતથી મુંબઇ આવવું.

નવેમબર ૧૮૮૬ માં શેઠ દાદાભાઇએ મુંબઇ આવવા માટે લંડન છોડયું તે આગમજ ત્યાંની નોર્થબ્રુક ઇનડયન કલબે લાર્ડ રીપનના પ્રમુખપણા હેઠળ તેમને એક જીયાફત આપી. એજ મુજબ નેશનલ લીબરલ કલબના મેમબરોએ એમને એક માનપત્ર પણ આપયું હતું.

## નેશનલ કોંગ્રેસનું પ્રમુખપદ.

તા૦ ૨૮ મી ડીસેમબર ૧૮૮૬ ને દીને હીંદુસ્તાનને લગતાં કેટલાક રાજદવારી સ

બાબોપર તકરાર કરવાને આ દેશના જુદા જુદા ભાગો તરફના દેશી ગ્રહસ્થોની નેશનલ કોન્ગ્રેસ કલકતામાં ઓનરેબલ દાદાભાઇ નવરોજજીના પ્રમુખપણા હેઠળ મલ્યું હતું.

## તેમની ઉમેદવારીની હીમાયત.

શેઠ દાદાભાઇ નવરોજજી તથા બાબુ લાલ મોહન ઘોસે ઇંગલંડ મધે પાર્લામેંટની છેલ્લી ચુંટણી વેળાએ હીંદુસ્તાનની હીમાયતમાં જે ભાગ લીધો હતો તે માટે તેમનો ઉપકાર માનવાને અત્રેની પ્રેસીડંસી એસોસીએશનની એક જાહેર સભા તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૮૭ ને દીને મી૦ દીનશાહ માણેકજી પીટીટના પ્રમુખપણા હેઠળ મળી હતી.

## મહારાણીને જુબીલીનું માનપત્ર.

તા૦ ૨૯ મી જુન ૧૮૮૭ ને દીને મહારાણી વીકટોરયાને ઇંગલાંડમાં વસ્તા હીંદીવાનો તરફનું જુબીલીની મુબારકબાદીનું માનપત્ર શેઠ દાદાભાઇ નવરોજી તથા પંજાબના એક દેશી ગ્રહસ્થે વીંડસર કાસલમાં લેઇ જઇ હાથો હાથ પહોંચાડયું હતું.

## તેમના લખાણો તથા ભાષણોનું પુસ્તક.

૧૮૮૭ ને સાલની આખેરીએ મી૦ દાદાભાઇ નવરોજજીના હીંદુસ્થાનને લગતી રાજદવારી બાબદો વીશેનાં લખાણો, ભાશણો વીગેરેનું ઇંગ્રેજીમાં એક પુસ્તક મી૦ લલ્લુભાઇ પારખે છપાવયું હતું.

## લીબરલ કલબ તરફનુ ખાણું.

તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૮૯ ને દીને લંડનની જાણીતી "નેશનલ લીબરલ કલબ" તરફથી મી૦ દાદાભાઇ નવરોજજીને લોરડ [illegible]પનના પ્રમુખપણા હેઠળ એક ખાણું આપયું હતુ. એજ મુજબ "ન્યુ કાસલ લીબરલ કલબે" ફેબરવારી માસમાં એમને એક જાહેર નાસ્તાનું માન આપયું હતું.

## ઇરાનના શાહને માનપત્ર.

તા૦ ૪ થી જુલાઇ ૧૮૮૯ ને દીને ઇરાનના શાહ નાસરૂદીન ઇંગલંડની સફરે ગયેલા હોવાથી તેમને લંડનના પારસીઓ તરફથી મી૦ દાદાભાઇ નવરોજજીએ એક માનપત્ર બકીંગહામ પેલેસમાં જઇ આપયું હતું. શાહે તેનો ઉતર દેતાં જણાવયું કે મારા અમલ તળેના જરથોસ્તીઓનો હું રક્ષણ કરનારો છું અને તેમને હું બહુ ચાહું છું.

## વેપાર વીશે ભાશણ.

તા૦ ૨૩ મી એપ્રીલ ૧૮૯૦ ને દીને મી૦ દાદાભાઇએ ઇંગલાંડ મધે શેફીલ્ડના લોકોની ખાએશ ઉપરથી હીંદુસ્થાન સાથ તેમનો વ્યાપાર વધારવા બાબે એક જાહેર ભાશણ આપયું હતું.

## આરોગયતા કોનફરંસમાં ડેલીગેટ.

તા૦ ૧૦ મી આગસ્ટ ૧૮૯૧ ને દીને લંડનની આરોગ્યતા શાસ્ત્રની કોનગ્રેસમાં ડાકટર કેખશરૂ નશરવાનજી બહાદુરજી, શેઠો નવરોજજી નશરવાનજી વાડયા, મંચેરજી મેહેરવાનજી ભાવનગરી તથા ડા૦ કુપર સાથે પારસી ડેલીગેટો મધે શેઠ દાદાભાઇ પણ બીરાજયા હતા.

## લોર્ડ સોલસબરીનો બ્લેકમેન.

જુલાઇ ૧૮૯૨ મા જયારે તેમને Black man કહેવામાં આવ્યા તયારે વેલાતના જાણીતાં તરૂથ 'મધે સરસ્વેતા મુજબ હીમતવાન લખાણ કરતાં જણાવયું હતું કે જેટલા લોકપ્રીય સાસુનનાં કુટુંબવાલા કાલા માણસ નથી, તેટલાજ મી૦ દાદાભાઇ પણ કાલા નથી. સાસુનવાલાઓ યાહુદી ઓલાદના છે. અને તેવણ (શેઠ દાદાભાઇ) આ દુનીયાની એક સર્વથી ચાલાક, સર્વથી કેળવાયલી અને સર્વેથી વગવાલી કોમને લગતા છે. એજ હીંગામ ઉપર ધી સ્કોટ લખયું હતું?—

"પારસીઓ આખા એશીયામાં સર્વથી આગલ વધેલા લોકો છે અને જે ઝુંડો અંગ્રેજી રાજય તેમને નાશ પામતા બચાવી રાખેછે તે ઝુંડા તરફ તેઓ ફરજયાત સર્વથી વફાદાર છે. માટે અમને પારસીઓ સામે કશો વાંધો નથી."

સર રીચર્ડ ટેમ્પલે પાર્લામેંટમાં ભાષણ કરતાં કહયું હતુઃ—.

મી૦ દાદાભાઇ બુલંદ ટોળામાંથી ઉતરેલા છે. તે ટોળા વીષે મને ઘણુ માન છે, કાંકે દુનીયાના સઘળાં જુદાં જુદાં દેશોમાં પારસી લોકો તો કેટલુંક સર્વથી વધુ 'બ્લુ લોહી' ધરાવે છે.

## પારલામેંટના મેમ્બર.

તા૦ ૨૩ મી જુલાઇ ૧૮૯૨ ને દીને શેઠ દાદાભાઇ નવરોજજી પાર્લામેંટના મેમબર તરીકે લંડનના સેંત્રલ ફીન્સબરીના લતા તરફથી ચુંટી કઢાયા હતા. તેવણ પહેલ વહેલા હીંદીવાન એમ. પી. હતા અને પારસી કોમને આ કાંઇ જેવું તેવું માન નહતું. તુરત મુંબઇ મધે ટાઉન હોલમાં અત્રેની પ્રેસીડંસી એસોશીએશને સભા બોલાવી હતી જે મધે (પહેલા) સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટને સરનશીનની ખુરસી આપવામાં આવી હતી. આ સભામાં પહેલો ઠરાવ જે સર ફીરોજશાહ મહેતાએ રજુ કીધો હતો તેમાં પહેલવહેલા હીંદીવાન તરીકે મી૦ દાદાભાઇ નવરોજીને આમની સભાના એક સભાસદ તરીકે ચુંટી કાઢયા તે માટે મુબારકબાદી આપવામાં આવી હતી અને મી૦ દાદાભાઇની બીનસ્વાર્થી ચાલુ સેવાઓની એવી ઉમદા પીછાણ થવા માટે સંતોષ જાહેર કરવામાં આવયો હતો.

૧૮૯૨ ના સાલના ડીસેમ્બરમાં 'ધી આફીક' કહયું હતું કે:--

"અમને કાંઇ પણ શક નથી કે મી૦ દાદાભાઇ નવરોજી આમની સભાના સભાસદ ચુંટી કઢાયા તેથી લોકોએ જે મોટો હરખ બતાવયો હતો, તેનું કારણ પણ અહીંના જેવી તેમની એવી લાગણીનું હતું કે, 'બુલડૉગ' જેવા ખંતીલા અને ચીવટ પોતાને બનાવીને મર્દાનગીભરી રમતગરા તરફની પારસીઓની વલાણને તેઓએ (શેઠ દાદાભાઇએ) શોભા અપાવી છે. તેઓ હાર્યા હોત તો પણ તેઓ ખુશીજ થાત. પણ આ વેળા નેશનલ મતે તેઓ જીત્યા છે, તે માટે ભારે ખુશહાલી બતાવવી જોઇતીજ હતી, અને તે બતાવવામાં આવી હતી."

ડા. એલ. સી. કાસરટલીએ ૧૮૯૨ ના સાલમાં ઓરીયેનટલ કોંગ્રેસમાં જણાવયું હતું તેમ હાઉસ ઓફ કોમન્સના એક સભાસદ તરીકે એક પારસી ગ્રહસ્થ, શેઠ દાદાભાઇ એમ. પી. ને હાલ મળેલી ફતેહે હીંદુસ્તાનની વસ્તીના એ અત્યંત નાના (પારસી ટોળાના) ભાગ તરફ સર્વેનું ધયાન ખેંચયું હતું," કે જે ભાગ નાનો હોવા છતાં તે બોહોળી શાહનંશાહતના ઘણાં ટોળાઓમાં ઘણીક પ્રકારે ઘણો પ્રખયાત લાગે છે."

## હીંદુસ્તાન તરફની આમદ—તેમને મળેલાં પોણોસો માનપત્રં.

શેઠ દાદાભાઇ ૧૮૯૩ ના ડીસમસના તેહેવારો ઉપર લાહોર ખાતે ભરાનારી નેશનલ કોંગ્રેસમાં બીરાજવાને માટે લંડનથી હીંદુસ્થાન ખાતે આવયા હતા. પહેલ વહેલા તેવણ તા૦ ૩ જી ડીસેમબરે આવી પુગા તે વેળા કદી કોઇ દેશીને ન મળેલું એવું અસાધારણ ભારી માન એમને આપવામાં આવયું હતું.

મુંબઇ શહેર તથા ઇલાકાના જુદાં જુદાં ગામો, ગુજરાત પ્રાંત, દખણ જીલ્લા વીગેરે તરફથી એમને લગભગ પોણોસો માનપત્રો એનાયત કરવામાં આવ્યાં હતાં.

તા૦ ૧૭ મીએ તેવણ પુણે ગયા હતા ત્યાં એમને ઘણોજ હરખભર્યો આવકાર મળ્યો હતો. લાહોર તરફ જતાં અને આવતાં એમન દરેક સ્ટેશને લોકોનાં જંગી ટોળાંએ ભારે આવકાર આપી ખુશાલીના મોટા પોકાર કર્યા હતા. લાહોર મધે પણ એમને અનુપમ માન સાથ ભારે આવકાર મળ્યો હતો.

## નીષફળતા સામે હીંમત.

૧૮૯૫ ના સાલના ઓગસ્ટ માસમા જયારે તેવણને બીજીવાર પાર્લામેંટમાંની ઉમેદવારીમાં નીષફળતા મલી તયારે તેવણે પોતાના વતનીઓને જે સંદેશો વીલાતના "ઇંડયા" પત્ર મારફતે પોહચાડયો તે તેના સુંદર હીમતવાન વીચારને માટે અત્રે ઉતારૂં છું. (ટાઇમ્સ ઓફ ઇંડયા તા૦ ૨૩ મી ઓગસ્ટ ૧૮૯૫):—

"લગભગ અરધી સદી સુધી જાહેર તેમજ ખાનગી જીંદગીમાં રાજદવારી, સંસારી, કેળવણી સંબંધી, વેપારી, વગેરે તરેહવાર બાબદોના ફેરફારો મારી ઉપર વીત્યા છે. માણસજાતની બધી કોશેશોના બાબમાં બને છે તેમ મનેબી ફતેહો અને નીષ્ફળતાઓ મળી છે. તોપણ આટલું હું કહી સકીશ કે, ફતેહથી હું કદી હદ બાહેર છળકાઇ ગયો નથી અને નીશફળતાથી હું કદી નાસીપાસ થયો નથી. લીબરલ ટોળીની જે સામાનય પડતી હાલ થઇ છે તેમાં તેઓના એક ગોઠયા તરીકે મેંબી શીકશત ખમી છે. આખી જીંદગીમાં મેં એકજ નીયમ

રાખયો છે કે, એક સારાં કામમાં ફતેહ મળે કે નીશફળતા તોબી ધીરજ અને ખંતથી આગળ વધતાજ જવું અને તે નીયમ ઉપર આગળ પેઠેજ હું અમલ કરીશ. જયાં સુધી મને તનદરોસ્તી યારી આપશે, અને મને તક મળતી રહેશે, તયાં સુધી મારાં સ્વદેશની સેવા હું બજાવયોજ જઇશ. મારી જીંદગીનું એ સઉથી છેલ્લું કામ છે અને તે હું ચાલુજ રાખીશ. આથી પાછો આમની સભામાં દાખલ થવાની હું તજવીજ કરનાર છું, કેમકે હીંદુસ્તાનની હાલત સુધારી બ્રીટીશ અમલ મજબુત કરવાની લડત ત્યાંજ લડવાની છે. જેમાં હીંદુસ્તાનનું ભલું થાય, તેમાં આખી બ્રીટીશ શેહેનશાહતનું ભલું સમાઇ જાય છે. હીંદુસ્તાનના લાભોમાં એકલાં હીંદુસ્તાનનોજ નહી, પણ ઘણાઓનો ભાગ છે. બ્રીટીશ શેહેનશાહતની સલામતી હીંદુસ્તાનનાં લાભમાં સમાઇ છે. આ બાબદના મારા વીચારો વખતે વખત હું જાહેર કરી ચુકો છું અને હજી ઘણી વખત ઘટતી તક મળવે પાછા જાહેર કરીશ. એટલે હાલ તે વીશે વધારે બોલવાની અગત નથી. એટલુંજ કહેવું બસ છે કે, હીંદુસ્તાનમાં કેટલીક મોટી બળવાન શકતીઓ ઉઘરવા માડી છે અને આજના વખતના રાજયાધીકારીઓ તે શકતીને જો દેશની આબાદી વધારીને પ્રજાને સંતોશી બનાવવાનાં કામ ઉપર નહી લગાડશે, તો તેઓએ જાણવું કે એજ શકતીઓ બ્રીટીશ રાજ સામે વલણ લઇ કોઇ મોટી ખરાબીને જનમ આપશે. એક માણસની એકલે હાથની મેહેનતથી જેટલું બી બની શકે તેટલું કરીને, એવી ખરાબીને અટકાવવાને હું કોશેશ કરીશ. મારી નીશફળતાથી હીંદુસ્તાન મધેના મારા સ્વદેશીઓએ નાસીપાસ થવું નહી. ધીમે કદમે તોપણ મજબુતપણે ગ્રેટ બ્રીટનના લોકોમાં હીંદુસ્તાન વીશે વધારે કાળજી ઉશકેરાતી ચાલી છે અને મને આશા છે કે, મોડે વહેલે બ્રીટીશ પ્રજા સમજવા માડશે કે, જુજવથી હીંદુસ્તાનમાં ગરીબાઇ વધારતા જઇને લોકોને અસંતોશી બનાવવાની હાલની રાજનીતીમાં પણ હીંદુસ્તાનના લોકોના લાભો જાળવીને તેમને સંતોશી બનાવવામાંજ બ્રીટીશ પ્રજાનો ખરો લાભ સમાયો છે."

## આતશબેહેરામમાં તેમની સબીઓ.

એપ્રીલ ૧૮૯૯ માં બુઝોર્ગ શેઠ દાદાભાઇ નવરોજીની સબીઓ અત્રેના પારસીઓના આતશબેહેરામો તથા અગયારીઓમાં ટાંગવામાં આવી હતી.

" બનારસ મધે સ્થાપવામાં આવેલાં નાવારસ હીંદુ બાળકો માટેના એક ઓરફનેજને 'દાદાભાઇ નવરોજજી ઓરફનેજ, કરી નામ આપવામાં આવયું હતું.

તા૦ ૧ લી ડીસેમબર ૧૮૯૯ ને દીને મુંબઇના ગરીબ છોકરાઓ માટેની નીશાલને સારૂ શેઠ દામોદર ગોરધનદાસે એક મકાન અત્રે ચીકલવાડી તરફ બંધાવી આપયું હતું. આ મકાનને 'દાદાભાઇ નવરોજી બીલડીંગ'ને નામે પ્રોફેસર ડા૦ રામક્રીષણ ગોપાલ ભંડારકરે એક મોટા મેળાવડાની હજુરમાં ખોલ્લું ', મુકયું હતું. તેમજ 'ધી દાદાભાઇ નંવરોજી ફ્રી રીડીંગ રૂમ "એનડ લાયબ્રેરી' એમના નામથી દશેરાને દીવસે ખોલ્લી મુકી હતી હતી.

## હીંદુસ્તાનમાં પરીક્ષા લેવાનો પાલર્મેંટનો ઠરાવ.

શેઠ દાદાભાઇએ હીંદી સનદી નોકરીની પરીક્ષા ઇંગલંડ જોડે હીંદુસ્તાનમાં પણ લેવા માટે લડત ચાલુ કીધી તેમાં માજી વડા જડજ સર અર્સકીન પેરીએ મહેનત લઇ તેમને એવી ખબર મેળવી આપી હતી કે ૧૮૬૦ માં ખુદ હીંદી વજીરની કાઉનસીલે ઠરાવ કરી તે માટે ભલામણ કીધી હતી. એ લડત શેઠ દાદાભાઇએ ભારે ખંતથી સેવટ સુધી ચાલુ રાખી અને ૧૮૯૯ માં આમની સભાએ એ બાબે ઠરાવ કરી સનદી નોકરીની પરીક્ષા ભેગી લેવા માટે ઠરાવ પણ પસાર કીધો પણ કમનસીબે તે હક અમલમાં મેલાયો નથી. હાલ જયારે લડાઇને લીધે આપણા હીંદીવાનોને વધુ હક અપાંવવાના છે ત્યારે પહેલાં આ બંને દેશોમાં એકી વેળા પરીક્ષા લેવાને ગોઠવણ થવી જોઇએ છે.

## તેમની તસ્વીર.

૧૮૯૯ માં તેમની યાદગીરી રાખવા માટે ઉભાં કરેલાં ફંડ મધેથી પડાવેલી તેમની આખાં કદની તસ્વીર ફરામજી કાવશજી ઇનસટીટયુતમાં ટાંગીને નવેમબર ૧૯૦૦ માં એક મોટા મેલાવડાની હજુરમાં

ઓનરેબલ મી૦ જસ્ટીસ માહદેવ ગોવીંદ રાનાડેએ ખોલ્લી મુકી હતી.

## જયંતીના મેળાવડાઓ.

શેઠ દાદાભાઇ નવરોજીએ આખી જીંદગી સુધી હીંદની અચછી અને તારીફ લાયક સેવા બજાવી તેના માનમાં તેમની ગઇ તા૦ ૪ થી સપટેમબર ૧૯૦૩ ને દીને પુરેલી ૭૯ માં વર્ષની સાલગ્રેહની ખુશાલીનો જયંતીનો એક મેળાવડો અતરેની ફ્રી રીડીંગ રૂમ એંડ લાયબ્રેરીમાં શેઠ દામોદર ગોરધનદાસ સુખડવાલાની આગેવાનીથી ઓનરેબલ ગોકલદાસ કહાનદાસના પ્રમુખપણા હેઠળ થયો હતો અને એવા મેળાવડાઓ દર સાલ વધુ અને વધુ ભકતીભાવથી ચાલુ રહયા હતા.

## અમેરીકાની મંડળીના પ્રમુખ.

૧૯૦૬ ના સાલમાં શેઠ દાદાભાઇને યુનાઇટેડ સ્ટેટસનાં ગ્રીનએકર ખાતેની ઇંડો અમેરીકન નેશનલ એસોશીએશનના ઓનરરી પ્રમુખ ચુંટી કાહડયા હતા.

## ૨૨ મી કોંગ્રેસના પ્રમુખ:

૧૯૦૬ ના ડીસેમબર માસમાં હીંદી નેશનલ કોંગ્રેસ મળી હતી તેના પ્રમુખ તરીકે શેઠ દાદાભાઇને નેમવામાં આવેલા હોવાથી એમને વેલાતથી અત્રે આવવા અગાઉ તા૦ ૨૮ મી નવેમબરને દીને લંડનની નેશનલ ડેમોક્રેટીક લીગ તરફથી સર જોન જારડીનના પ્રમુખપણા હેઠળ એક ખાણું આપવામાં આવયું હતું અને પછી સ્હેમ્બર્થ પ્રગણાની લીબરલ અને રેડીકળ તરફના સભાસદો તરફથી બીજું ખાણું આપવામાં આવયું. તા૦ ૧૪ મી ડીસેમ્બરે તેવણ મુંબઇના કીનારે આવી પુગા તે વેળા મુંબઇની પચરંગી પ્રજાએ તેમને બાદશાહી આવકાર આપયો હતો. બીજે દીને તેવણ પોતાના કુટુંબને મળવા વેસાવે ગયા હતા તે વેળા વાંદરાની પારસી અંજુમન તરફથી તેમને સ્ટેશન ઉપર એક માનપત્ર આપવામાં આવયું હતું.

## અનેક મંડલીઓ તરફથી માન.

મુંબઇથી વેલાત પાછા ફરયા તે અગાઉ તા૦ ૧૪ મી જાનેવારી ૧૯૦૭ ને દીને અત્રેની જ્ઞાન પ્રસારક મંડળી તરફથી શેઠ દાદાભાઇના માનમાં ફરામજી કાવસજી ઇનસ્ટીટયુટમાં મેળાવડો થયો હતો અને તે વેળા તેવણે સ્થાપેલી જ્ઞાન પ્રસારક મંડળી, સ્ટુડંટસ લીટરરી સોસાયટી, રાહનુમાએ સભા, જરથોસ્તી છોકરીઓની નીશાળ મંડળી, રાસ્ત ગોફતાર વીગેરે જેઓએ પોતાની ૫૦ વરસની જુબીલી પુરી કરી તેઓએ તેમને મુબારકબાદી આપી હતી.

## વતન તરફની સેવટની આમદ.

શેઠ દાદાભાઇની તબીયત હવે સારી રીતે ચાલતી ન હોવાથી પોતાની જીંદગીના બાકીના દીવસ પોતાના દેશમાં ગુજારવા માટે તા૦ ૧૯ મી નવેમબર ૧૯૦૭ ને દીને તેવણ વેલાતથી અત્રે આવી પુગા હતા તે અગાઉ તેમને લંડન ઇન્ડયન સોસાયટીએ અને લંડનમાં વસતા હીંદવાનોએ તેમના માનમાં મેળાવડા કર્યા હતા. અત્રે પધારયા ત્યારે તેમના ઉપર અત્રેના ગવરનરે દીલસોજીભર્યો તાર મોકલયો હતો, નબળી તબીયેતને લીધે તેમની પધરામણી ખાનગી રાખવામાં આવી હતી.

## તેમની જયંતીઓ.

અત્રેની ગુજરાતી સ્ત્રી મંડળ સરેસ્ત મુજબ છેલ્લાં કેટલાંક વરસ દર સાલ શેઠ દાદાભાઇની સાલગ્રેહને દીને સવારે સકાળેથી અત્રેથી ખાસ વેસાવે તેમને બંગલે જઇ તેમને દીર્ઘાયુષ ઇચછી આવતી. જયારે મરહુમ ભલાં મીસીસ જમનાબાઇ સકકઇ જીવતાં હતાં તયારે તેણીના વડપણમાં એ ડેપ્યુટેશન જતું હતું. પાછળથી લેડી લક્ષમીબાઇ જગમોહનદાસના વડપણ હેઠળ માનપત્ર શેઠ દાદાભાઇને અર્પણ થતું. સાંજે ઉપલુંજ સ્ત્રીમંડળ એક જુદો મેળાવડો કરી શેઠ દાદાભાઇનો જન્મ-દીવસ ખુશાલી સાથ ઉજવતું હતું. વળી ઘણાંક વરસ અત્રેના શહેરીઓની સભા પણ એ એક ધાર્મીક તેહેવાર તરીકે લેખાતા દીવસે ભરાતી હતી.

છેલ્લાં કેટલાંક વરસ આ સાચા દેશભકતને લોકો એક દેવતાને આપે તેટલું માન આપતા, તેમજ એક મુર્તી તરીકે પુજતા અને હવે જયારે તેવણ આ જેહાનને સલાની સલામ કરી ગયા છે ત્યારે તો વખતના વહેવા સાથ તેવણ અસલના જેમ મહાન રૂષીઓ વીગેરે દેવતા તરીકે મનાવા લાગ્યા છે તેમ દેખાય તો તેમાં કુશી નવાઇ નથી. શેઠ દાદાભાઇના પનોતાં દર્શન કરવા અને તેમના હાથ યા પગને પોતાના આંખે લગાડવાને ઘણાંક સ્ત્રીઓ અને પુરૂષો એક જાતું શુભ શુકનનું કાર્ય માનતાં આવ્યાં છ્યું

## વેસાવામાં એકાંત જીંદગી.

તેવણ તા૦ ૧૯ મી નવેમબર ૧૯૦૭ ને દીને સેવટના વેલાતથી મુંબઇ આવી અંદેરીની નજદીક વેસાવે ખાતે દરીયાની સફીલે આવેલા એક સાદા મકાનમાં જયાં રાત દીવસ દરીયાંના મોજાં આવી અઠડતાં ત્યાં પોતાનાં વાહાલાંઓ સાથે વસ્યા અને ત્યાંથી કોઇ કોઇ મહાન યાદગાર પ્રસંગે પોતાની તરફના સંદેશાઓ બહાર પાડી પોતાના ઓહોળા અનુભવનો લાભ આપતા. એવો એક સંદેશો લડાઇ વેળા પણ બહાર પાડયો હતો. તેમનો જનમ દીવસ દર સાલ વધુ અને વધુ હરખે લોકો પાલતા અને તેમાં ખાસ કરીને બીજી કોમ વાળાઓ અને સ્ત્રી વર્ગ વધુ ઉત્સાહ બતાવતી. દર વરસ હીંદુઓનું સ્ત્રીમંડળ સવારે પોતાનું ડેપ્યુટેશન વેસાવે ખાતે મોકલી શેઠ દાદાભાઇને માનપત્ર આપી ભલી દુઆઓ ચાહતું અને દર સાલ અનેક જાહેર મંડળો જાહેર સભા ભરી તેમના મહાન કામોની યાદ આભારી લાગણી સાથ કરતાં.

તા૦ ૪ થી સપટેમબર ૧૯૦૫ ને દીને પડેલી ૮૧ માં વરસની સાલગ્રેહની ખુશાલીમાં મુંબઇ તેમજ મધરાસ, લાહોર, અલાહબાદ, અમદાવાદ, નડીઆડ, જામનગર, નવસારી, ઉદવાડા, દમણ, વગેરે ઠેકાણે મુબારકબાદીના મેળાવડાઓ કરવામાં આવ્યા હતા.

## એલ. એલ. ડી. ની પદવી.

મુંબઇ ઇલાકાના સર્વથી ચઢતા વીદયા મંડળ (યુનીવરસીટીએ) ઘણાજ જુજ મહાન પુરૂષોને પોતાની સર્વથી ચઢતી આનનરી પદવી અપાવાને આજ ૩૫ વરસ થયાં શરૂ કીધું છે અને તે પદવી પહેલવહેલી માજી વાઇસરાય લોર્ડ રીપનને આપી હતી. ત્યાર બાદ તે બહુજ થોડા આંગલી ઉપર ગણાય તેટલા બીજા નામાંકીત નરોને આપી છે. છેલ્લી તે લોર્ડ હાર્ડીંગને આપવા આગમજ શેઠ દાદાભાઇ નવરોજજી તથા મરહુમ સર ફીરોજશાહ મહેતાને આપવાને ઠરાવ સીન્ડીકેટ તથા સેનેટે કીધો હતો પણ તે મુજબ એ પદવી આપે તે અગાઉ સર ફીરોજશાહનું કમનસીબે મરણ થયું હતું અને તેથી તા૦ મી જાનેવારી ૧૯૧૬ ને દીન શેઠ દાદાભાઇને એ પદવી મુંબઇના ગવરનર તથા ચેનસેલર લોર્ડ વીલીંગડને એક ખાસ કોનવોકેશન ભરી વાઇસ ચેનસેલર ડા૦ મેકીકનની દરખાસ્ત ઉપરથી એનાયત કરી હતી જે વેળા તેવણની હીંદુસ્તાન પ્રત્યેની કીંમતી સેવાઓ અને કેળવણી તથા સુધારા તરફની તેમની જીવતોડ લડતની અને પોતાના જાતભાઇઓનાં ભલાં માટેની તેમની બનેક ભોગ અપાવાની ખુબીની વખાણ થઇ હતી. શેઠ દાદાભાઇ જેવણ તે દીનથી ડા૦ દાદાભાઇને નામે બોલાવા લાગ્યા હતા તેવણે છેક વેસાવે ઘેરથી એ પદવી લેવાને માટે અત્રેના સર કાવસજી જાંહગીર યુનીવરસીટી હોલમાં હાજરી આપી હતી અને કેળવાયલાં મંડળની એક મોટી ઠઠ સનમુખ એ પદવી ભારે હર્ષનાદ વચ્ચે તેવણે સ્વીકારી હતી. શેઠ દાદાભાઇ એ રીટે મુંબઇ પધારયા તયારે તથા તેવણ મજકુર હોલમાંથી સાંજે પદવી લઇ પાછા ફરયા તયારે લોકોના ટોળેટોળાંએ તેમના રસ્તાની બારીઓ ઉપર ઘેરો ઘાલી તેમનાં દર્શન કીધાં તથા તેમને અનુપમ માન આપયું. જેનો એ મહાન પણ ઘણાજ નમનતાઇવાળા સાદા ગ્રહસ્થે નમી નમીને સ્વીકાર કીધો.

શેઠ દાદાભાઇએ પોતાની મનશાની મુજબ દેહનું કાંઇ પણ કહેવા લાયક દુઃખ ભોગવયા વીના પોતાના વતન ખાતે પોતાનાં કુટુંબ અને વખાણનારાઓની વચ્ચે પોતાનો પ્યારો પ્રાણ પોતાના કીરતારને અરપણ કરયો છે. તેમની ફલવંતી અને જશવંતી કારકીર્દીની સેવટે એકજ આવાજ આખી દુનીયાની ચોમેરથી નીકલશે અને તે એ કે શાબાશ મહાન જીવડા તેં તારી ફરજ સાચેસાચી રીતે એક ખરા હીંદીવાન બચ્ચા તરીકે બજાવી તારાં દેશની સ્થીતી અને નામના તેં દરેક રીતે વધારી છે.

## તેવણે શીખવેલો નવી જાતનો ધરમ.

તેવણે એક નવો ધર્મ આ દેશના જવાન્યાઓને શીખવ્યો છે જે ધર્મ જાતી ભોગ અને મીનોઇ ગુણોનો હતો. (Gospel of selflessness and saintliness).

સર ફીરોઝશાહે એક વેળા જાહેર પ્રસંગે તેમને a selfless man and stainless gentleman લેખાવ્યા હતા. મધરાસના ધી ઇંડયન રીવ્યુએ ૧૯૧૧ ના સાલના અકટોબર માસના અંકમાં તેમની ૮૭ વરસની સાલગ્રેહની ઉજવણીમાં તેમના પેગામો વીષે લખતાં જણાવ્યું હતું કેઃ—

Once more the country has been privileged to hear the voice of the Venerable Veteran. The message

which Dadabhai Naoroji has issued from his quiet retreat at Versova to all his "friends in England, India and South Africa" in reply to congratulations and good wishes on his 87th birthday is quite characteristic of the man and the mission of his life. Its cheery optimism and the vein of sweetness and serenity which pervades it is worthy of the venerated Patriarch who has been labouring three quarters of a century for the land of his birth with a devotion to duty aud love of country almost unique. Defeats, disappointments, angry recriminations and unjust denunciations, none of these has in the least soured his temper nor shaken his intense conviction in the justice of his cause and the righteousness of the methods he has been from time to time adopting. We have no doubt that this message of his will be read with delight by millions of his loving countrymen.

## એક પારસી તરીકેની સેવાઓ.

ડા. દાદાભાઇ નવરોજજીએ હીંદની જે ચાલુ ખંતીલી અપુર્વ સેવાઓ બજાવી છે તેનો લાભ પોતાની પારસી કોમને પણ મલવા વીના રહયો નથી. હીંદીવાનોને માટે ઓધાનો, હીંદી સનદી નોકરી માટેની પરીક્ષા વીગેરે અનેક સવાલોનો લાભ મેળવવાથી તેમના હમદીનો અને હમકોમીઓ બાકાત રહયા નથી. પણ તેવણે જે પારસી કીર્તી વધારી છે તે કાંઇ જેવી તેવી નથી. તેવણ પોતે તો એક હીંદીવાન હોવામાંજ મગરૂરી લેતા. તેજ માફક તેવણ એમ મુંબઇવાસીની સાંકડી હદમાં નહીં રહેતા તેવણ આ આખા દેશના વતની લેખાતા. મુંબઇને ઘણી વેળા પડતી મુકી તેવણ કલકતાની સેવા બજાવવાને વધુ તત્પર રહેતા. જો તેવણ એમ ન કરતે તો આખાં હીંદની નજર તેમના તરફ કેમ જાત? કેટલાક વીરલાઓ એવા આવે છે કે જેઓ આખી દુન્યાને પોતાનું દેશ અને આખી મનુષય જાતને પોતાના ભાઇબંધ ગણે છે તેવાજ અસાધારણ મહાન નર શેઠ દાદાભાઇ હતા. The world is my country and humanity my creed જેવોજ એતેકાદ તેવણ જેવા બાહોળી શકતીવાળા ધરાવે તેમાં આપણા પારસીઓને તો ઓર મગરૂર થવાનું છે. જુઓ એજ માફક મરહુમ સર ફીરોજશાહ હીંદીવાનના હીંદીવાન હતા અને હીંદીવાન પહેલા પછી પારસી કહેવામાં તો તેમની બાહોલી અને ચોલી શકતી જણાઇ આવતી.

છતાં શેઠ દાદાભાઇએ જયારેબી તક મલી છે ત્યારે પોતાની પારસી કોમની સેવા બજાવવાને ચુકયા નથી. તેવણે ૧૮૫૧ ના હુલ્લડ વેળા જયારે ૨૬ વરસની તેમની વય હતી અને સરકારી નોકરીમાં શીક્ષાગુરૂ હતા ત્યારે હીંમતથી બહાર પડી કોમની કીંમતી સેવા બજાવી હતી. પોતાના જરથોસ્તી ધર્મનાં ખાસ અભ્યાસ કરી તેવણે આ દેશમાંજ નહીં પણ વેલાતમાં તે વીષે અનેક સંગીન વીચાર ધરાવનાર ઝનુન વગરના ભાષણો આપ્યાં. જરથોસ્તી ધર્મ ક્રીયાઓ મધ્યે જે જુદદીન તત્વો વખતના વહેવાથી ભેલાયલાં હતાં તેને તેવણે કાઢી નાખવાને ભારે શ્રમ લીધો હતો. વળી પારસી લોકોના ધારા બાંધતી વેળા જેટલો વખત તેવણ આ દેશમાં હતા તેટલો વખત તેવણે પોતાની કીંમતી મદદ આપી. સીવીલ કોડના ધારા વીષે પણ તેવણ બહાર આવી લડયા. પારસી કેળવણી અને ખાસ કરીને સ્ત્રી કેળવણી માટે તેવણે થોડું કીધું નથી. એ રીતે પોતાની કોમને લગવા અનેક વીભાગમાં જયારે પણ તેમને તક મલી ત્યારે પોતાની સેવા આપવાને કદી ચુકતા નહી.

## નમુનેદાર ખાનગી જીંદગી.

શેઠ દાદાભાઇની ખાનગી જીંદગી પણ જાહેર જીંદગી જેટલીજ નમુનેદાર હતી. એક બેટા, ભરથાર તથા બાપ તરીકેની તેમની ફરજો તેવણે ઘણીજ મનમાનતી રીતે બજાવેલી જણાય છે. તેમનાં સ્ત્રી જો કે તેમના જેવા આગળ વધેલા સુધરેલા વીચારવાળાં કે દેખાવડાં ન હતાં તોપણ તેણી સાથની વર્તણુક અને રીતી કોમને એક કીંમતી ધડો પુરો પાડતી. તેમના માતાજીની યાદમાં તેવણના જેવી ગરીબ સ્થીતીમાં રહેવાને માન જોનાર બંહસ્થે રૂ. ૧૫૦૦ સ્ત્રી કેળવણી માટે પહેલી તકે કાઢી આપ્યા. તેમના બચ્ચાઓને સાથે લઇ તેવણ જીંદગીની સાંજ વેસાવે ખાતે એક મરઘી પીલાંને લઇ રહે તે મીસાલ રહયા.

## તેમના બેટા.

શેઠ દાદાભાઇના એકપુરા બેટા ડા૦ અરદેશર ૧૮૮૪ માં મુંબઇ યુનીવરસીટીના એલ.

એમ. એન્ડ એસ. થઇને કચ્છ રાજયમાં માંડવી શહેરમાં તબીબ હતા તેવણ ત્યાંજ તા૰ ૭ મી અકટોબર ૧૮૯૩ ને દીને ૩૫ વરસની ભરજવાન વયે ગુજરયા હતા. સારા ભાગ્યે તેવણ પોતાના લોકરક્ષક પીતાએ પાર્લામેંટના સભાસદ થવાનું અપુર્વ અનુપમ માન મેળવ્યું, તે હરખથી જોવા પામયા હતા. "આ બેટા ગુજરયા તે વેળા તો તેમના દેશ-રક્ષી પીતા વેલાતથી આ દેશમાં આવવાની તઇયારીમાં હતા અને ત્યાર પછી અત્રે બારામાં પગ મેલતાં તેમને જે ભારે માન એક રાજવંશીને પણ નહી મળે તેવું મળયું તે તેવણે પોતાની કુદરતી લાગણીને દાબી લોકોને પોતાના અંત:કરણની લાગણી બતાવવાને છુટ આપી તેથી બની શકયું હતું.

## વેલાતની મુસાફરીઓ.

તેમની વેલાતની પહેલી મુલાકાત ૧૮૫૫.માં થઇ હતી, ત્યારબાદ તે ઘણી સાધારણ થઇ પડી હતી. પહેલાં ૧૫ વરસમાં તેવણ ચાર વાર વેલાત જઇ આવ્યા હતા અને છેલ્લા દાયેકા અગાઉના ત્રણ ચાર દાહેકા જેટલાં વરસ હીંદુસ્તાનમાં રહયા તેથી વધુ વેલાતમાં રહી પોતાની રાજદવારી લડતો ચલાવવા તથા પાર્લામેંટ માટેની ઉમેદવારી કરવા ત્યાંના કાઉનટીની સાથ ચાલુ સમાગમમાં રહેતા. મુંબઇથી અને ખાસ કરીને આ દેશથી લાંબો વખત દુર હોવા છતાં જયારેબી તેવણ મુંબઇમાં રહેતા ત્યારે અત્રેના મયુનીસીપલ વહીવટ ઉપર બારીક ધયાન આપી તેમાં બને તેટલો ભાગ લેવાને ચુકતા નહી. તેવણ જો કે ગરીબ હતા છતાં પોતે સ્ટેન્ડીંગ કમીટીની દર બેઠકની ફીથી વરસ દહાડે આશરે રૂ. દોઢ હજારની આવક જતી મુકી જાહેર જીંદગીની સ્વચ્છતા જાળવી રાખી એજ મીસાલ જો કોઇ બીજા મુંબઇના કોરપોરેટરે એમ ફી ન લીધી હોય તો, તે મરહુમ ડા૰ બ્લેની હતા. જેવણે વરસો સુધી ઘણી લાંબી મુદતવેર જયારેબી કોરપોરેશનની વહીવટદારી કમીટીમાં હતા ત્યારે એક પઇની પણ ફી લીધી નહીં તો જો કે છેવટે એ બીચારા બુઝર્ગ તબીબ નાણાંની ઘણી તંગીમાં આવ્યા હતા. એ બે માનવંત નરો સીવાય આજસુધી બીજા કોઇપણ સભાસદે એવો ભોગ આપયો નથી.

## રાજદવારી લડતને જન્મ આપનાર.

રાજદવારી લડત તે શું અને તે કાયદેસર રીતે માન સાથે પણ મકકમપણે કેવી રીતે ચલાવવી તે દાદાભાઇ નવરોજજીએજ આપણને શીખવ્યું છે. તે અગાઉ રઇયતે સરકાર ઉપર ટીકાઓ કરે અથવા સરકારની ખામીઓ બતાવી દેશની દશા તેની આગળ ખુલ્લે દીલે રજુ કરે એ જાણે જવલ્લેજ ખયાલમાં ઉતરતું. એ લડત ચલાવવાનું કામ દાદાભાઇ તેમજ બીજા પારસીઓની મદદ અને મહેનતથી પાર પડવા લાગ્યું બલ્કે તેઓએજ તેને જન્મ પણ આપ્યો. એજ લડતને સારા પાયા ઉપર મેલવા માટે શેઠ દાદાભાઇએ પહેલાં ઇસ્ટ ઇંડયા એસોસીએશન સ્થાપી તેના પહેલા ઓનરરી સેક્રેટરી થઇ તેની લગામ પોતાના સબકતા હાથમાં મેલવી.

## તેમની રાજદવારી અગમ્યચેતી-તેમની ચેતવણી.

શેઠ દાદાભાઇ જેમ એક લડવઇયા હતા તેમ સાથે સાથે એક દુરઅંદેશી કરનાર દુરથી સંજોગોને પીછાની શકનાર, દુરથી આવતી મુશકેલી યા ખુશાળખતીને જોઇ લેનાર ખરા અનુભવી હતા. તેવણને હીંદીવાનોનો પુરતો અનુભવ હતો. તેવણ જાણતા હતા કે હીંદીવાનો કેવા શહનશીલ અને ખમાઉ હતા. તેવણ વળી પોતે ઇંગ્રેજી રાજયના ખરાં અંત:કરણથી વખાણનાર અને ચાહનાર હતા. તેવણ ઇંગ્રેજી ઉંચી કેળવણીથીજ પોતે પોતાના દેશની હાલત તથા જરૂરયાતો સમજી શકયા હતા અને તેમની રગેરગમાં જેમ પોતાના દેશ માટે પ્રેમ હતો તેમજ તેના રાજકરતાઓ માટે પણ હતો. તેવણ ઇંગ્રેજી રાજયના ખરા હેતાળુ દોસ્ત હતા, તેથીજ તેના કારોબારમાં જે કાંઇ ખામીઓ હતી તેને દુર કરવાને આતુર હતા કે તેથી એ રાજ વધુ યશ પામે અને આશીશ પાંથરે. એવાજ નીરમલ હેતુથી તેવણે પોતાનાં દેશની લાગણી અને જુસ્સાઓને ખીલવી તેને ખરો રાહ આપવાને માટે કાળજી ખતાવી. તેવણ એક આગળ વધેલા ગણીતશાસ્ત્રી હતા અને ગણત્રી કરતાં તેવણને ખુલ્લે ખુલ્લું જણાયું કે ઇંગ્રેજો જેમ ધારતા અને જેમ દુન્યામાં સર્વ ઠેકાણે માની લેવાતું તેમ આ હીંદ દેશ

કાંઇ માતબર ન હતો પણ તે તો ગરી
બમાં ગરીબ હતો. આ સીધાંત તેવણે ધી
રજ અને ખંતરાખી વરસો વેર આંકડાઓ
ટાંકી પુરવાર કરી આપી હીંદની ગરીબાઇ
તરફ સતાવાળાઓની આંખ ઉઘાડી. હીંદ દે
શ ખેતીવાડીનો હતો અને તેની મુખ્ય વસ્તીજ
ખેડુતોની હતી, જેઓ ૨૪ કલાકમાં એક વેળા
ભોજન લેતા. તોપણ પેટ પુરતું તો નહીજ,
વળી જો તેમાં કમભાગ્યે વરસાદની તાણને
લીધે દુકાળ પડયો તો તેઓ પુરા મરી
જતા. તેમની હાલત તે વેળા બહુજ દયા
જનક થતી. તેઓ હજારો અને લાખોની
સંખયામાં દુકાળ વેળા ભુખમરાથી તવા
ઇ ધીમાં પણ અતી દુઃખદાયક મો
તના ભોગ થતા આવી તેમની
નાણાં સંબંધી દુર્દશા જોઇ
આ સાચા "હીંદીવાનનું કલેજું બલી રાખ
થતું. વળી હીંદ દેશની જબરી વસ્તી
જોતાં તેના દરેક જનની ઉમાં વરસની સ
રેરાસ આવક ઘણીજ જુજ હતી તે તેવણે
પુરવાર કીધું અને તેબી ખુદ સરકારી રીપો
ર્ટોમાં આપેલા આંકડાને આધારે. ઇંગલંડમાં
એક શખસની આવકની સરેરાસ કરતાં એક
હીંદીવાનની આવકની સરેરાસ બહુજ
જુજ આવતી. આથી જો હીંદની ગરીબાઇ
ટળે અને તે બે પઇસે સુખી થાય તો તેથી
તેના રાજકર્તાનું હીત થાય અને
દેશ પણ સુધરે. એ મી૦
દાદાભાઇનું બીજું અનુમાન હતું અને તે તેવણે
આંકડાઓ ટાંકી ખુલ્લું કરી બતાવ્યું.
હીંદનો મુખ્ય વેપારજ ઇંગ્લંડ સાથ હતો.
એ દેશ જો વધુ પઇસાવાળું થાય, બલકે તે
ની ગરીબાઇ ઓછી થાય, તો તે વધુ અને વધુ
રકમનો માલ વેલાત પાસથી લે અને તેવી
રીતે વેલાતનો વેપાર વધે અને તેથી ત્યા
નો ઉદયોગ વધે, માટે કાંઇ નહી
તો પોતાના સ્વાર્થને ખાતર
સતાવાળાઓએ હીંદની ગરીબાઇ ટાળવી
જોઇએ એમ બતાવવાને તેવણ ઠાકયા નહીં.
વળી એવાં ગરીબડાં દેશના ઓધેદારો તથા
નોકરો મોઘા પગારના પાલવી શકે નહી.
એ શેઠ દાદાભાઇનું ત્રીજું સીદ્ધાંત હતું.
તે ઉપરથી તેવણે એવી સુચના કીધી કે
મોટા પગારના ઇંગ્રેજોને બદલે
સસ્તા મુસારાના હીંદીવાનોનેજ નો
કરીએ અને ઓધ્ધે લગાડવા.
તેઓજ વળી પોતાના જાતભાઇઓના
દુખ સમજે, તેમની લાગણી પીછાને અને
તેથી કારોબાર સસ્તો થવા સાથ વધુ સુગમ
થઇ પડે. આથી તેવણે સનદી નોકરો માટેની
પરીક્ષા હીંદુસ્તાનમાં પણ સાથે લેવાને
લડત ચલાવી કે જેથી જે ચંચલ વીદ્યાર્થી
ઓના માબાપ ગરીબ હોય અને તેમને
વેલાત શીખવા મોકલી શકાય નહી તેઓ પો
તાના દેશની સનંદી નોકરીમાંથી બાકાત રહે ન
હી અને સર્વથી સરસ શીખેલા જવાનો-પછી
ગમે તેવા તેઓ ગરીબ હોય-તેમને ઓધ્ધા
લેવાનું બની શકે અને તેથી દેશને
જ ફાયદો. ખુદ દાદાભાઇનો પોતાનો દાખ
લો લેવો. તેવણ ગરીબ માબાપને પેટે અ
વતરેલા ઉંચી મગજશકતી ધરાવનાર હ
તા. તેવણ નોરમલ સ્કોલર થઇ શકયા,
શીક્ષાગુરૂ અને , પ્રોફેસર થવા
પામયા. તેમનાથી જો વેલાત વેર
શીખવા જવાનો ભારે ખરચ પાલવ્યો
નહી તો શું તેમને પોતાના દેશની નોકરી
માંથી દરેક લાયકાત છતાં બાતલ
રાખવા? વળી હીંદીવાનો જેટલા સસ્તા
પગારે મળે તેટલા પગાર મોટા (ગોરા) વે
લાતથી આવેલા ઇંગ્રેજોને પાલવે પણ નહી.
તે સાથે વેલાત તરફ આપણે પેનશન
માટે તથા ત્યાંના આ દેશ સંબંધના ખર
ચો માટે જે નાણું મોકલતા તેથી પણ આ
દેશની ગરીબાઇમાં વધારો થતો. આ
સઘળા ત્યારે નાણાને લગતા સવાલ હતા
અને હું નહી ધારતો કે જો મી૦ દાદાભાઇ
નવરોજજી એક અઠંગ ગણીતશાસ્ત્રી ન
હતે તો તેને પુરા પડી શકતે અને તેવણ
તકરારમાં આંટી ન ખાતે.

## સ્વરાજનો પોકાર.

ઉપલા સવાલોનો વરસો વેર અભ્યાસ
કરવા પછી મી૦ દાદાભાઇ નવરોજી એવા
વીચાર ઉપર આવ્યા કે 'આ દેશના લોકો
ઉપર રાજ ચલાવવાને માટે પરદેશીઓનું
રાજ મોઘુ પડે અને બને તેટલાં એ દેશ
ના બેટાઓનેજ તે સોંપવાની ધીરે ધીરે
તજવીજ કરવી જોઇએ કે જેથી કરીને દેશ
ના બેટાઓના પગાર અને પેનશન દેશ
માંજ રહે અને સાથે સાથે પોતાના દેશ
નો કારોબાર તેઓ વધુ સમજે. અલબતાં
ઇંગ્રેજી રાજની કાયમી જાળવવાને તેવણ
બહુજ પકી રીતે ચાહતા અને એ રાજને
આ દેશને માથે જાથુકનું રાખવાના હેતુ
થીજ તેવણ પોતાના તરફના સુધારાઓ
સુચવતા. ઇંગ્રેજો વગર આ પચરંગી વસ્તીને
ચાલી શકેજ નહી તે તેવણ ભાર મુકીને

જણાવતા, પણ આસ્તે આસ્તે હીંદીવાનોને રાજના ઓધા ઉપર ઠેરવી અને તેટલો કારોબાર હીંદીવાનો પાસેજ ચલાવવા તેવણુ માગતા. આ રીતીને તેવણે સ્વરાજનું દેશી નામ લાગુ પાડયું અને મુખ્ય કરીને ૧૯૦૬ ના ડીસેમબુર માસની હીંદી નેશનલ કોંગ્રેસના તેવણ પ્રમુખ થઇ આવ્યા ત્યારે તેવણે તે બાબે એક બહુજ મજબુત વીચારનું દાખલા દલીલથી ભરપુર યાદગાર ભાશણ કરી સ્વરાજની લડતને મોટી ગતી આપી અને તે દીનથી એ શબ્દ લોકોને મ્હોડે સાધારણ થઇ પડયો. તેનો કેટલાકોએ એવો અર્થ કાઢયો કે તે તો બ્રીટીશ રાજની વીરૂધ જતો અને તેથી તેને રાજદરોહી જણાવી તે વાપરનારાઓ ઉપર કામ ચલાવવામાં આવ્યાં, પણ આખરે નામદાર હાઇ કોર્ટે રઇયતની ખુદરતી હોંશ અને અભીલાષાને ધ્યાનમાં લઇ એ શબ્દને ગેરકાયદેસર ઠરાવવાને ના પાડી અને તેથી એ એક પ્રજા પોકાર થઇ પડયો. શેઠ દાદાભાઇ નવરોજજીએ પોતાની મહાન કીર્તીના કોટ ઉપરથી જે આ પોકારને શરૂ કીધો તે ત્યારબાદ દેશના એકેએક ભાગે ઉંચકી લીધો અને સ્વરાજની આગ દેશને એક નાકેથી બીજે નાકે સુધી પંથરાઇ અને તે હવે કયારે બુજાશે તે જોવાનું છે. આ રીતે આપણા આ મહાન રાજદવારી પેગમ્બર જે શીક્ષણ લાવ્યા તે હીંદીવાનોના વધારાનો મુદરાલેખ થઇ પડયો છે. અને તેનુંજ એક બીજું રૂપ Self-Government ના પોકારમાં દેખાવા લાગ્યું છે. મી૦ દાદાભાઇ નવરોજી માનતા હતા કે હીંદના છુટકારાની લડતોને કાંઇ હીંદના ઇંગ્રેજ ઓધેદારો ટેકો આપે નહી. જો તેઓ તેમાં મદદ કરે તો તેથી તેમનીજ સંખ્યા ઉપર કાપકુપ પડે તેથી તેવણે દેશની સર્વ આશા રાજદવારી છુટાપણું ધરાવનાર ઇંગલંડ દેશ ઉપર, તેની સમજુ રઇયત ઉપર અને તેના ઉપર વડપણ ભોગવતી પાર્લામેન્ટ ઉપર બાંધી; પણ ઇંગલંડના લોકો પોતાના સવાલોમાં એટલા ઘુટાયલા રહેતા કે તેઓ હીંદ દેશની દાદ કયાં લે? ત્રીશ કરોડની વસ્તી માટેનું આવક જાવકનું સરવાયું આમની સભાના છસોથી વધુ સભાસદોમાંના આઠ દશ સભાસદો સાંભળવાને દરકાર ન કરતા ત્યારે તેની સામાન્ય રઇયત તે કેટલી દરકાર કરે ? એટલા માટે શેઠ દાદાભાઇ નવરોજીએ ખુદ પાર્લામેન્ટના બારણા ઠોકવા, ત્યાંના મેમ્બરો આગળ મ્હોડે મ્હોડું આપણી જરૂરયાતો રજુ કરવાનો નીશ્ચય કીધો અને તેથીજ પોતે એ મહાન મંડળમાં જોડાવાને બહાર પડયા અને પહેલાં જે એક માંત્ર સ્વપનું લેખાતું તેને દાહેકાઓની ખંતીલી કોશેશથી ખરૂં પાડી શકયા.

## લોર્ડ રીપનનું એમની કારકીર્દીનું તાતપર્ય.

તા૦ ૨૧મી જાનેવારી ૧૮૮૯ ને દીને શેઠ દાદાભાઇને વેલાતની નેશનલ લીબર્લ કલબે ખાણું આપ્યું હતું તેના પ્રમુખસ્થાને લોકપ્રીય વાઇસરાય લોર્ડ રીપન બીરાજયા હતા. ત્યાં તેવણે શેઠ દાદાભાઇની કારકીર્દી વીષે જે વીચારો જણાવ્યા હતા તે છેલ્લાં વેર કેવા સાચા નીવડયા હતા તે તેમજ તેમાં આપેલા એ દેશભકતની જીંદગીના બનાવોનું ટુંક વર્ણન ઉપયોગી થઇ પડશે. જે વેળા એ ભાષણ થયું હતું તે વેળી તો મી૦ દાદાભાઇ પાર્લામેન્ટમાં દાખલ થવાને પણ ૩ વરસનો વાર હતો. લોર્ડ રીપને જણાવ્યું કે:—

"Their friend was one of the fruits of that great system of English education in India. He was brought up in that college in Bombay well known to all who had visited India, and which was honored by the name of one of the greatest of Anglo-Indians—Mounstuart Elphinstone. He commenced his public life in connection with the teaching staff of that great college, and was one of those who had done most honor to that institution. From that time to this he had devoted himself with untiring zeal to all that concerned the advancement of education in India and the general progress of his fellow-countrymen, and had taken part in many of those excellent works which had been carried out in no part of India with more success than in the Presidency of Bombay. But it was not only in India that Mr. Naorojee had won for himself repute. He was also well known in commercial circles in this country, and he had been con-

nected here with one of the most important Indian houses that existed in the metropolis. As he advanced in life he gave himself more and more to the study of public questions, connected with the welfare of his own country. He was intimately acquainted with the literature of England, and had well mastered our language, and to many of the political and economic studies of the day he had brought to bear all the knowledge derived from these western states upon the problems which related to his eastern land, and with zeal and earnestness which had wcn for him the confidence and respect of his countrymen, for whose social and political advancement he had laboured so hard. He had given valuable advice to many a public man in England upon Indian questions of a variety of kinds, and at one time of his distinguished career he became Prime Minister of the State of Baroda, for which he received the thanks of the Government and was chosen a member of the Legislative Council of Bombay. He (the chairman) felt justified in saying that their friend was one of the most eminent of living Indian statesmen, and therefore they did well to entertain him that evening in that club. Upon such an occasion as that their thoughts naturally turned to Indian questions, and it would help them to consider some of the problems connected with the Government of that country. The rule in India was despotic, and yet they had deliberately given to the people a perfectly free Press, an unrestricted right of public meeting, and a full and wide European education. He did not remember a parallel case in the history of the world. It was a great honor to England that she should have made this noble experiment, and that it was well worthy of this free country to have attempted it; and it was a still greater honor and tribute to the soundness of the principles by which they were actuated that this great experiment had been altogether successful. He knew there were those who desired to draw back from the bold course: who wished to reverse this great and noble policy; but to his mind it would be a disgrace and a great dishonour to our name if we were to withdraw, and he believed the people of England would always be determined to pursue this policy and to accept its results. One of the greatest problems of the day was, what were they going to do with those Indians whom they had now educated in the highest methods of Western learning, and whose knowledge and studies produced aspirations which must necessarily be satisfied? These men were fitted to take the foremost places, but he admitted that the task before us was not an easy one. He was, however, deeply convinced that the solution of this problem was comparatively easy at the present time, and that the longer it was postponed and the more it was neglected the more difficult would it become. Mr. Naorojee was a specimen of the men who should be called upon for advice in the matter; he was a very worthy product of the English system of Government in India, and one of whom they were proud. He was well entitled to represent the culture, intelligence, and public spirit of India, and when he found his way into the House of Commons he would make a most valuable member. Those who were most accustomed to put themselves forward as the special friends of unity, could hardly find a better mode of proving its reality than by facilitating the entrance into Parliament of his native of India."

## વીદયાર્થીઓના માબાપ.

મી૦ દાદાભાઇએ પોતાની જાહેર જીંદગીની શરૂઆતથીજ અભ્યાસીઓના કામ પાછળ તેમજ તેમની કેળવણી પાછળ ભારે ઉત્સાહ બતાવ્યો હતો. વેલાતમાં જયારેથી તેવણ રહેતા ત્યારે આ દેશના વીદયાર્થીઓના જાણે તેવણ વાલીજ થતા હતા. જેથી કોઇ પોતાના દીકરાને ઇંગલંડ મોકલતો તે મી૦ દાદાભાઇ ઉપર સીફારસ પત્ર મેલવી મોકલતો. વેલાતના હીંદી વીદયાર્થીઓ તેમની સલાહ અને મદદ લેવાને દોડી જતા. તેવણ તેમને નીતી અને સાચવતને રસ્તે દોરવતા. તેમની સલાહથીજ અનેક જવાન-જીંદગીનો હમેશનો ભંગ થતો બચ્યો છે.

જોકે મી૦ દાદાભાઇ ગરીબ હતા તોપણ કોઇક વેળા કોઇ આફતમાં આવી પડેલા વીદયાર્થીને બચાવવાને માટે પોતાના ગીએથી તુરતવેળા નાણાં આપતા અને તેવા નાણાંની હજારોની રકમ કોઇક નાદારીમાં જવાથી ગુમ થવાની વાત પણ ભારે અફસોસ સાથ સાંભળવામાં આવી છે.

## પાર્લામેંટમાં તેમનું ભાષણ.

પાર્લામેન્ટમાં મી૦ દાદાભાઇ નવરોજજી ગ્લેડસ્ટોન્યન પક્ષના હતા. તેવણ ૧૮૯૪ ના ઓગસ્ટ માસમાં આમની સભામાં એવી દરખાસ્ત લાવ્યા કે હીંદુસ્તાનના કારોબાર તથા વહીવટ માટે એક જાહેર તપાસ કરાવવી. આ દરખાસ્તના ટેકામાં તેવણે બે કલાક વેર ભાષણ કીધું કે જે ભાષણ એ મોસમની બેઠકમાં સર્વથી લંબાણ ગણાવવાનું માન પામ્યું હતું. પણ તે વેળા તેવણ ફાવ્યા નહી છતાં તેવણે તેથી મુદલ હારી ખાધું નહીં અને ૧૮૯૫ માં પાછી બીજી દરખાસ્ત તેવણે પાર્લામેન્ટમાં રજુ કીધી કે જે દરખાસ્ત તાજ તરફના ભાષણમાં સુધારા લેખે હતી. તેવણે તે વેળા એક રોયલ કમીશન માટે માંગણી કરી જે બહાલ રાખવામાં આવી અને તેમને પોતાને એ કમીશનના એક મેમ્બર બનાવ્યા. આ કમીશન સનમુખ તેવણે અનેક આંકડા વાર કોઠા રજુ કીધા અને આમની સભામાં જે તકરાર લાવ્યા હતા તેને ખુલેશી સમજાવી અને પોતે રાજી ખુશીથી એજ કમીશન સનમુખ પોતાની જુબાની આપી.

## લંડન ઇંડીયન સોસાયટી.

ઉપલી વેલાતવાલી હીંદીવાનોના લાભ જાળવનારી મંડળીના શેઠ દાદાભાઇ પ્રમુખ હતા. ૧૮૯૭ ના ડીસેમબર માસમાં તેની મળેલી કોનફરંસમાં તેવણ પ્રમુખપદે બીરાજયા હતા. તે વેળા તેવણે હીંદની વડી સરકારની સખત ઝાટકણી કાઢી એક લંબાણ દરખાસ્ત રજુ કરી હતી. એમ કરતાં તેવણ કોઇ વેળા એટલા જનુનમાં આવી જતા કે તેવણ મધ્યમપણાની હદ કુદાવી જતા હતા, એમ સચાઇને ખાતર કબુલ કરવું જોઇએ. પણ એ જોશ ભીતરમાં પોતાના દેશ માટે કેવી તીક્ષણ લાગણીનો ઝરો તેવણ ધરાવતા તેનું માપ પુરૂં પાડે છે.

## સોશીયાલીસ્ટ પંથ.

શેઠ દાદાભાઇ કોઇ કોઇ 'વાર વેલાતમાં સોશીયાલીસ્ટ પંથની સભામાં હાજરી આપતા તેથી અત્રે કેટલોક કચવાટ ઉપજયો હતો; છતાં એ અંતીમ વર્ગના અતેરાંથી સાવધ રહેવાને શેઠ દાદાભાઇમાં ઠાવકાપણું હતું.

## તેમનું પહેલું જાહેર ભાષણ.

મુંબઇના ટાઉન હોલમાં શેઠ દાદાભાઇએ જે પહેલું ભાષણ આપયું તે ૧૮૫૫માં જે વારે તેવણ ૩૦ વરસના હતા તે વેળા હતું. ક્રીમ્યાની નાશકારક લડાઇ સંબંધી ફંડ ભરાવવા માટે મળેલી જાહેર સભામાં એ ભાષણ કીધું તે વેળા લોકોને તે ઘણું પસંદ પડયું હતું, એવું તે સુભાષીત તેમજ અસરકારક હતું.

## લંડન ટાઇમસે કીધેલી તેમના ભાષણની વખાણ.

લંડન મધે વીલ્સ રૂમ્સ મધે કાઠીઆવાડના રાજવંશીઓએ સર બાર્ટલ ફ્રીઅરને માનપત્ર આપ્યું તે વેળા શેઠ દાદાભાઇ નવરોજજીએ કીધેલાં ભાષણ વીષે વીલાતના "ટાઇમ્સે" લખ્યું હતું કે:-

"The entire company, Native an d English, were stirred into real enthu-

siasm by a speech by Mr. Dadabhoy Naorojee. He praised Sir Bartle Frere so judiciously for the work which he had done best, and pointed out the merits of our rule in India so shrewdly and faithfully, that when he had finished the applause was loud and earnest."

## તેમની વાક ચાતુરી.

ઘણાકો અંજાણપણાને લીધે એમ ધારતા હશે કે શેઠ દાદાભાઇ કાંઇ સુભાષીત ભાષણ કર્તા ન હતા. ખરૂં છે કે તેવણ કાંઇ મોટા Orator ન હતા પણ તેમના જેવા સ્પીકરો હીંદીવાનોમાં જુજ હશે. તેવણ જો કે સર ફીરોજશાહ કે સુરેંદરનાથ જેવા અલંકારીક બોલનાર ન હતા, છતાં તેમની છતા કાંઇ જેવી તેવી ન હતી. તેવણ જેવા સાદા માડા દીસ્તા તેવા તેવણ બોલનાર તરીકે ન હતા. ભાષણ કરવામાં—ખાસ કરીને પોતાના દેશની હાલત વીષે—તેવણ શરૂઆતમાં જો કે નરમ શબદોથી કામ લેતા પણ આગલ વધતાં એટલા જોશ અને જોમમાં આવતી અને દલીલો એવી ખાતરી કરનારી લાગણી સાથ વાપરતા કે જાણે તેમાંથી આગના ભભુકાજ નીકલતા. એક જવાળામુખી પહાડની આસપાસ બરફ મેલ્યું હોય તેવો બાહેરમાં થંડો પણ અંદરથી આતશી ભભુકવાલો તેમનો દેખાવ થતો અને તેવા આતશના ગોળાજ તેવણ શબદ રૂપે છોડી સામાની તકરારનો ચુરેચુરો કરતા. તેવણ હંમેશ તકરારનેજ જવાબ આપતા પણ સામેવાળાની ઉપર અંગત ટીકાથી અહુરથાઇનો કાનુન જાળવી દુર રહેતા.

## તેમનો મુદરા લેખ.

"હીંદીવાનોની ફુર્યાદોની દાદ લેવામાં ને બેપરવાઇ બતાવવામાં આવશે તો આખરે લોકોમાં બેદીલી વધશે" એવી ચેતવણી તેના એક સાચા દોસ્ત અને દુરઅંદેશ રાજપ્રકરણી તરીકે મી૦ દાદાભાઇએ અનેકવાર પોતાની લડતો દરમ્યાન આપી હતી. પણ એ ચેતવણીને ઘણાકોએ હસી કાઢી હતી. કેળવાયલા હીંદીઓએ રાજદવારી લડતો ચલાવવાને પોતાની નેશનલ કોંગ્રેસને ઉભી કરી રઇયતના અવાજનો ઘટતો રસ્તો કરી આપયો. તેના મુખ મારફતે જેટલી ફુર્યાદો બહાર પડે તો તેટલું શરીર માંહેથી નીરોગી રહે, નહી તો માંહે કોહવાટ ચાલે એવા અનુમાન ઉપર આવી મી૦ દાદાભાઇ પોતે ખુલ્લે મહોડે સતાવાળાઓની જેમ ખુબી ગાતા તેમ તેની ખામી પણ બતાવતા. ૧૮૯૫ ના ઓગસ્ટ માસમાં મી૦ દાદાભાઇ નવરોજજીએ વેલાતના ઇંડયા ચોપાન્યા મારફતે જે સંદેશો બહાર પાડયો છે અને જેને ઉપર લંબાણથી આપયો છે તે તેમના વીચારોની વલાણ અને લડતોની ચાવી રજુ કરે છે. તેમનો ઠરાવ એ હતો કે આપણે આપણા દેશ તરફની ફરજ બજવવા તેના તરફથી કોશેશો કરવી પછી તેનું પરીણામ ગમે તેવું આવે, ફતેહથી છળકાઇ જવું નહી તેમજ નીષફળતાથી નાસીપાસ થવું નહી. લડતની "રંજ અને રાહત" ને એક સરખી માની, નહી પહેલાંથી ડરવું કે નહી છેલ્લાથી ફુલાઇ જવું—એજ તેમનો "આખી જીંદગીનો નીયમ" હતો.

## હીંદ બ્રીટીશ શાહનશાત માટે શું કરી શકશે?

આગળ જયારે મી૦ દાદાભાઇ અથવા બીજા રાજદવારી યોધાઓ બોલતા કે હીંદુસ્તાન બ્રીટીશ શાહનશાતને બહુ ઉપયોગી છે અને તેથી તેને મજબુત ટેકો છે અને તે બ્રીટીશ રાજનો કોઇવાર મજબુત સ્તંભ થઇ પડશે, તે વેળા તેમને હસી કાઢવામાં આવતા હતા; પણ હાલની લડાઇએ તે ખરૂં પાડી આપયું છે એમ ખુદ બ્રીટીશ મહાન રાજયદવારી નરો અને પ્રધાનો વધુ ઉદાર દીલે કબુલ કરવા લાગયા છે. મી૦ દાદાભાઇએ એજ વીચાર આજ દાહેકાઓ ઉપર બતાવયા હતા. ઉપર ટાંકેલા તા૦ ૨૩ મી ઓગસ્ટ ૧૮૯૫ વાલા તેમના સંદેશામાં કહે છે "કે જેમાં હીદુસ્તાનનું ભલું થાય તેમાં આખી બ્રીટીશ શાહનશાહતનું ભલું સમાઇ જાય છે. હીંદુસ્તાનના લાભોમાં એકલો હીંદુસ્તાનનોજ નહી પણ ઘણાઓનો ભાગ છે **બ્રીટીશ શાહનશાતની સલામતી હીંદુસ્તાનના લાભમાં** સમાઇ છે."

ઉપલા ઇસારો તેવણે ૧૮૯૫ ના સાલમાં એટલે આજ બે દાહેકાથી વધુ મુદત થયાં બાહેર પાડયાં હતાં.

## તેમની ચેતવણી—મોટી બેદીલીની આગાહી.

મી૦ દાદાભાઇએ અનેક વેળા રાજકર્તાઓને પોતાના અનુભવનો લાભ નીર્મળ હેતુથી આપી તેમને વેળાસર ચેતાવ્યા હતા. તેવણે ૧૮૯૫ વાળો પોતાનો ઉપર ટાંકેલો

"સંદેશો" જે વેલાતના ઇંડયા મારફતે બહાર પાડયો હતો અને જે અત્રેનાં ટાઇમ્સ ઓફ ઇંડયામાં છપાયો છે તેમાં જે ચેતવણી આપે છે તે શું ત્યાર પછીના બનાવે ડાહપણભરી સાબેત કરી નથી? તેવણે બાર મુકીને ચેતવણી આપી હતી કે હીંદુસ્તાનમાં કેટલીક મોટી બળવાન શકતીઓ ઉધરવા માંડીછે, અને આજના વખતના રાજયાધીકારીઓ તે શકતીને જો દેશની આબાદી વાપરીને પ્રજાને સંતોષી બનાવવાના કામ ઉપર નહી લગાડશે, તો તેઓએ જાણવું કે એ શકતીઓ બ્રીટીશ રાજ સામે વળણ લઇ કોઇ મોટી ખરાબીને જન્મ આપશે.

મી૦ દાદાભાઇ પોતે કહે છે તેમ "એક માણસની એકલે હાથની મહેનતથી જેટલું બી બની શકે તેટલું કરીબે એવી ખરાબીને અટકાવવાને હું કોશેશ કરીશ." અને ખરેખર તેવણે આંતીમ વીચારના લોકોને કાબુમાં રાખી સરકારની તેમજ રઇયતની જેવી તેવી સેવા બજાવી નથી. હીંદુસ્તાનની ગરીબાઇ વીષે તેમને ઘણું લાગી આવ્યું અને તેથી જે કાંઇ અસંતોષી ઉત્પન્ન થાય તે અટકાવી લોકોને સંતોષી બનાવવાને જે માફક રાજકર્તાઓને તેવણ વીનવે છે તેજ માફક તેવણ પોતે પણ ચાલ્યા છે. એક જરતોસ્તી કેવો રાજભકત હોય છે તેનો આ એક અપુર્વ દાખલો છે.

## શેઠ દાદાભાઇની યાદગારીની હીલચાલ.

શેઠ દાદાભાઇની પોતાની જીંદગીમાંજ પ્રજા તરફથી તેમની યાદગારી માટે હીલચાલ થઇ હતે તો તે ઘણી સારી રીતે પાર પડતે અને આ દેશના એકે એક ભાગ તરફથી તેમજ અત્રેના રાજવંશીઓજ નહી પણ ખુદ ઇંગલેંડ વેરથી અનેક રકમો તે માટે પહાડમાંના ધોધ સમાન મલી હતે પણ તેવી હીલચાલની તરફ આપણા જાહેર લડત ચલાવનાર યોધાઓ ન હતા. તેઓ એવું માનતા કે એક માણસની જીંદગી પુરી થાય ત્યાં વેર તેનું માપ લેવાને થોભવું, તેજ કારણસર મરહુમ સર ફીરોજશાહ મહેતાની યાદગારી માટે હીલચાલ તેવણ જીવતા હતા ત્યારે પડતી નાંખવી પડી હતી અને શેઠ દાદાભાઇ માટેની હીલચાલની જો કોઇથી વધુ સામા થવા હોય તો તે શેઠ દાદાભાઇ પોતે હતા. હવે એ વખત આજથી શરૂ થયો છે અને જોવાનું છે કે હીંદીવાનો ઉપર નહી કલ્પી શકાય એવા ઉપકારો કરનાર આ દેશભકતની યાદગારી જાળવવા માટે શું ઉપાય લેવાય છે. સર ફીરોજશાહના બાબમાં તો આપણને નીરાશી ઉપજાવનારો અનુભવ મળયો છે. સાંઇ ગયા અને સાંઇ સાથે શરમ લેતા ગયા એમ શેઠ દાદાભાઇના બાબમાં બને તો હીંદીવાનોને કપાળે કાંઇ જેવો તેવો કલંક ચોંટે નહીં. શેઠ દાદાભાઇના નેકબખત દીદારના દર્શન લેવા માટે તેમનાં બાવલાં શહેરે શહેર થવાં જોઇએ. તેવણે જે મહાન કામ માથે લીધું તેને ચાલુ રાખી સદા આગળ વધારવા માટે લાખો શું પણ કરોડોના ફંડો ભરાવવાં જોઇએ, કે જેવાં ફંડ આ દેશે કદી પણ જોયાં ન હોય, કારણ તેવીજ એ મહાન નરની અપુર્વ સેવાઓ ઉપર સેવાઓ થઇ છે. શેઠ દાદાભાઇનું નામ દરેક કોમે ખાસ કરીને આ દેશના એક નાકેથી બીજે નાકે સુધી દેશના સાચા રક્ષક તરીકે પોતાના દેવાલયમાં અને પોતાની ધર્મ ક્રીયામાં લેવું જોઇએ છે. આટલું કાંઇ ઝાઝું નથી. દરેક જાહેર મંડળ યા ખાતાં, દરેક કલબ અને કમીટીએ તેમને માટે ઠરાવો કરીનેજ બેસી ન રહેતાં તેમની યાદગારીના ફંડો ઉઘરાવી એક સેંટ્રલ કમીટી ઉપર મોકલી આપવાં જોઇએ છે. હવે જોવાનું છે કે હીંદ દેશ પોતાના માટે જીવપટકી નાખનાર આ મહાન લડવઇયાની કદર કેવી રીતે બુઝે છે. તેના તો લોહીનું એકે એક ટીપું, તેની તો એકે એક રગ, તેનું એકે એક હાડ, તેની દરેક શકતીઓ આ માતૃભુમીને અપણ થઇ હતી. તેનું પોતાનું તો અત્રે કાંઇજ નહતું એમ તે માનતા. તેની અદભુત સેવાઓ તેના બાલ કરતાં અને તેના ઉપકારો તેના શરીરના છીદરો કરતાં વધુ હતા. "ગણીતે ગણવાથી નથી તે ગણાય." તેની કીંમત હવે કેવી થાય છે, હવે હીંદ તે વફાદારીની કસોટીમાં કેવી નીકળે છે તે જોવાનું છે. હવે હીંદના આબારનું તોલ ત્રાજવામાં થાય છે અને કોઇ એમ નહીં કહે કે "India, was weighed in the balance and found wanting"—કે તે ત્રાજવામાં હીંદનું તોલ બહુજ કમી નીવડયું છે!

[સમાપ્ત.]

# THE LATE
# MR. DADABHAI NAOROJI.

## SIR. NARAYEN G. CHANDAVARKAR'S FUNERAL ORATION.*

Ye children of our ancient far-famed Ind,
Once rich in sons, the cream of human kind,
Ye for whose sake the saint that's now no more
Freely and gladly did his life blood pour.
Behold the greatest man of Ind to-day
In peace to Nature stern his debt doth pay!

India has not wept for so great a loss
For centuries she'as borne not such a cross;
Each village, town and city do we find
Now mourn alike the premier son of Ind,
In whom were known, in whom were typified,
Traits of a holy life so dignified!

Our Grand Old Man, our patriarch approved,
The father of his countrymen beloved,
Is gone, the glory of his life remains,
So long as liveth Truth, the earth sustains,
So long as we self-sacrifice extol
And righteous forth simplicity of soul!

---

* "Dadabhoy Naoroji belonged to the great Parsi community, and if we take stock of his life and his example, may I not say with perfect justice and truth that in his career, in all he did, in all he suffered, and in all he taught, he was the Prophet Zoroaster's religion personified, incarnated, because he was the man more than anybody else, of pure thoughts, of pure speech, and of pure deeds—the sum and substance of the Zoroastrian religion. Therefore it is no exaggeration to say, it is not marring the beauty of the religion, to say that he was a second Zoroaster sent to India to make the sun of righteousness and of India's future progress shine more and more by means of our pure thoughts, our pure speech and our pure deeds..."—Sir Narayen G. Chandavarkar's oration at the foot of the Tower of Silence on 1st July 1917.

To Dadabhai who has not homage paid ?
Who seventy years ago foundation laid
Of progress-social and political,
Reform that was his faith's chief article,
Who saw the seed laid by him carefully,
Grow in fair time unto a beauteous tree !

In all he did, in all he suffered too,
In all he wrought, and all he taught and knew,
Zoroaster's faith personified in him,
In service and well-doing so supreme —
A man so pure of thought and word and deed,
True follower of great Zoroaster's creed.

In truth, a second Zoroaster he,
How well Ind's future greatness could foresee !
To make the Sun of righteousness divine,
And India's progress and advancement shine.
Strove more and more by means so just and pure,
To each our ill applying patient cure !

He is not dead ; his spirit is with us,
And guides us with a will so generous.
The Sun that rose years ninety-three ago,
Has set, to rise again, with brighter glow,
In the guise of regenerated Ind,
With faith and spirit new, unbound, unsinned.

He was our own, he did our hearts enthral,
And go into the bosom of us all.
He lived and worked with us, with might and main,
With self-devotion which must e'er remain
For all the Indians as a beacon light,
And serve, for aye, as inspiration bright !

Live by the light of his example pure,
In all you think or speak or may endure,
Ev'n sacrificing all for India's sake,
In hall or cottage, sleeping or awake.
In all you do, in all you think or feel,
Remember him, to his life work appeal !

R. B. PAYMASTER.

Sanj Vartaman Press, Bombay.